# ગુજરાતી

# આર્ય ઇંદ્રજાળ

## ભાગ ૬ સંપૂર્ણ.

મંત્ર, તંત્ર, હાથ ચાલાકી. જાદુના ખેલ, તાવીત,
જ્યોતિષ, વૈદક, રસાયણ, હુન્નર.
સ્વપ્નાવિચાર, સામુદ્રિક વિગેરેના સમાસ સહિત.
આર્ય વિદ્યાની ખુબી દર્શાવનાર પુસ્તક.


લેખક.
પી. એસ. મારફતીઆ.
ધાંચીની પોળ—અમદાવાદ.



પ્રસિદ્ધ કરનાર
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**
ત્રણ દરવાજા —અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮
પ્રત ૨૦૦૦ આવૃત્તિ ૨ જી


કીંમત ૧ રૂપિયો.

श्री गणेशायनमः

# गुजराती आर्य इंद्रजाळ.

## भाग १ लो–मंत्रो.

### नजर उतारवानो मंत्र.

ओम् नमो गुरु आदेश ॥ तारा नामे भूत पळे ॥ प्रेत पळे॥ खवीश पळे ॥ सब पळे ॥ अरिष्ट पळे॥ न पळे तो गुरुकी गोरखनाथकी बीद मही चळे ॥ गुरुकी संगती मेरी भक्ति चले मंत्र इश्वरी वाचा ॥

विधि.

આ મંત્રને વિભુતી લાવી સાત વાર મંત્રવી. તો નજર લાગી હશે તે મટી આરામ થશે, જથા શક્તિ પરમાર્થ.

### हेडकी आवती होय तेनो मंत्र.

ओम् नमो सारकी छरी धारकावान हीक न चले रे मुहम्मदा जुवानकी आण ॥

विधि.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે નદી યા તળાવમાં જઈ કમ્મર બરાબર પાણીમાં ઉભા રહી હાથમાં ધુપ કરવો

ને મોઢેથી આ મંત્રનો પાઠ ૧૦૮ વખત કરવો એટલે મંત્ર સિદ્ધિ થશે. જે માણસને હેડકી આવતી હોય તે જગાએ બીજા માણસ પાસે દબાવી રાખી છરી લેઇ જમીનપર મંત્ર પઢતા જવું, ને લીટા કરવા. એવી રીતે એકવીશ વખત પઢવું એટલે આરામ થઈ જશે. પણ એટલું યાદ રાખવું કે જે માણસને આરામ થાય તેની પાસે તેની શક્તિ પ્રમાણે પરમાર્થ કરાવવું.

---

## विंछी उतारवानो मंत्र १.

ओम् सुरहगाय परबद परजाय सुरः चंडे सुको घमंडा सुरहगायने गोबर कीयो जामें उपजा वींछी सात ॥ कालोके कलवाल्यो सांप सरपनी घोलौ हर ऊनी । लैपिलो ऊनारे नोड तारुं नहीं गरुड मोरको हंकारुं ॥

### વિધિ.

આ મંત્રને કાળીચાદશ અગર ગ્રહણને દિવસે રૂપ રાત્રીએ ૧૦૮ વખત જપવો. લોબાનનો ધુપ કરવો, એટલે સિદ્ધ થશે. જે માણસને વીંછી કરડ્યો હોય તેને ઉપરના મંત્રથી સાત વખત પાણી મંત્રી આપવું તે પાણી પીશે એટલે વીંછીનું ઝેર ઉતરી જશે. જ્યા શક્તિ પ્રમાણે પરમાર્થ કરાવવું.

---

## विंछीनो मंत्र २.

ओम् वड बे वड पाताळमां जड ॥ जड हे जाडी मांह वसे वींछण काळी ॥ वींछण का-

ळीने अढार दीकरा ॥ छ काळा छ काबरा छ राता ॥ आ गया मोर खा गया चोर ऊनर वींछी डंख छोड ॥

विधिः

કાળીચૌદશને દીવસે રાત્રે આ મંત્રનો ૧૦૮ વખત જપ કરવો અને લોબાનનો ધુપ કરવો એટલે મંત્ર સિદ્ધ થશે. જેણે વીંછી ઉતારવો હોય તેણે હાથમાં વિભુતી લઇ આ મંત્ર પઢતા જવું અને વિભુતી ઘસતા જવું. એવી રીતે એકવીસ વખત કરવાથી વીંછી ઉતરી જશે. જથાશકિત પરમાર્થ.

---

## विंछीनो मंत्र ३.

ओम् कठण धनुष रामकुं बाण उतर वींछी हनुमानकी आण सीतारामजीकी आण ॥

विधिः

ઉપર મુજબ.

---

## सर्प उतारवानो मंत्र.

ओम् धर्म गुरु महेश्वर ॥ सिसि अवकायकी पाणी ॥ पियाले अब कोइहो ऊनि वीष ॥ न होय बोलीकाहार ॥ आग्या गुरु गोविंदकार ॥ कोटी आज्ञा गुरुकी शक्ति मेरी भक्ति चलो मंत्र इश्वरी वाचा ॥

### વિધિઃ

આ મંત્રને કાળીચૌદશને રવિવાર અગર સોમવતી અમાસ ને ગ્રહણ એ બે દિવસે મધ્ય રાત્રીએ તળાવ અગર નદીએ જઈ કમ્મર બરાબર પાણીમાં ઊભા રહી ૧૦૮ વખત જપવો અને હાથમાં લોબાનનો ધુપ કર્યા જવો એટલે મંત્ર સિદ્ધ થશે. જે માણસને સર્પ કરડયો હોય તેને જયારે પોતાની પાસે લાવે ત્યારે પોતે નહાઇ સ્વચ્છ કપડાં પહેરી કોરા કુંભમાં જળ ભરી મંગાવી તેમાંથી એક પ્યાલો ભરી લઇ આ મંત્રથી એકવીસ વખત મંત્રી તેના શરીર ઉપર છાંટવું. એ પ્રમાણે એકવીસ વખત કરવાથી સર્પનું ઝેર ઉતરી જશે. મંત્ર સાધન કર્યા પછી વ્યભિચાર બિલકુલ થવો ન જોઇએ, એ યાદ રાખવું. જથાશકિત પરમાર્થ કરાવવું.

---

## आधाशीशीनो मंत्र १.

**ओम् नमो दुघटा तोचनमे बसैतिपटा बसैकवाय शीश पकडी करी चालीये आधाशीशी जाय ॥**

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે રાત્રે એકસો આઠ વખત જપવો અને લોબાનનો ધુપ કરવો. એટલે મંત્ર સિદ્ધ થશે.

જેને આધાશીશી ચઢી હોય તેની પાસે સ્વચ્છ પાણીનો લોટો ભરી મંગાવી હથેળીમાં પાણી લઇ ઉપરના મંત્રથી સાત વખત મંત્રી આંખ ઉપર છાંટવું એવી રીતે ચૌદ વખત કરવું તેથી આધાશીશી ઊતરી આરામ થશે. જથાશકિત પરમાર્થ.

---

## आधाशीशीनो मंत्र २.

ओम् काळी चकली चक चके धोळी चकली वासे ॥ हनुमानजीकी हाक पडे तो आधा शीशी नासे ॥

### વિધિ.

કાળી ચૌદશ અથવા ગ્રહણને દિવસે રાત્રીએ મધરાત્રે ૧૦૮ વખત જપવો અને લોબાનનો ધુપ કરવો એટલે મંત્ર સિદ્ધ થશે.

જે માણુસને આધાશીશી ઉતારવી હોય ત્યારે વિભુતી હાથમાં લઈ કપાળ ઉપર ઘસવી ને મંત્ર સાત વખત પઢવો એટલે ઉતરી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## दाढ दुखती मटाडवानो मंत्र.

ओम् नमो कामरुदेश कामाक्ष देवी जहां वसे इसमायल योगी इसमायल योगी पाळी गाय नित्य उठी वनमां चरवा जाय वनमां चरे सुके घुमड जागाकनें गोबर कीयो जोमे कीडा उपज्या सात सुत सताला पुंछ पुंछाला । धड पीळा मों काला दाड दांत गाले मसुदा गाले मसुदै पीडा करे तो गुरु गोरखनाथकी दुहाइ फीरे ॥

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે પહોર રાત્રી ગયા પછી ૧૦૮ વખત આ મંત્ર જપવો. લોબાનનો ધુપ કરવો

તેથી સિદ્ધ થશે. જેની દાઢ દુખતી હોય તેની પાસે લોઢાના ખીલા સાત મંગાવવા અને એ પ્રમાણે દરરોજ એક ખીલો લઇ સાત વખત મંત્રી તેને ઝાડમાં ઠોકવાને માટે કહેવું. એ પ્રમાણે દીન સાત કરવું એટલે આરામ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## नजरनो मंत्र.

ओम् बांधुं बांधुं नजर बांधुं दुश्मनकी आंख बांधुं आंखकी कमान बांधुं जावेजा उतरजा लगी नजरसो निकलजा वाचा चुकेतो वीर हनुमानकी राम लक्ष्मण गुरु गोरखनाथकी आण फिरे पुरा मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

શનીવારને દિવસે પ્રાતઃકાળમાં ઊઠી સ્નાન કરી સ્વચ્છ લુગડાં પહેરી કપાસનાં ફુલ ૧૦૮ અને સાકરના કાંકરા ૧૦૮ લેઈ હનુમાન પાસે જવું. અને તેલ સિંદુર પુજા કરી ચઢાવવું અને પછી એક ચિત્તથી મંત્રનો જપ કરી એક ફુલ અને સાકરનો એક કાંકરો હનુમાનને ચઢાવવો. એ પ્રમાણે ૧૦૮ વખત કરવું તો તેથી મંત્ર સિદ્ધ થશે. હવે જે માણસને દષ્ટી લાગી હોય તેને, પોતે નહાઇ સ્વચ્છ થઈ ભભુતી લઇ સિદ્ધ કરેલો મંત્ર ૨૧ વખત પઢવો. અને તે મંત્ર પઢતાં ભભુતી ભમર ઉપર લગાવીને દષ્ટી ઝાલવી એ પ્રમાણે દિવસ ત્રણ કરવાથી આરામ થઇ જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## चोर शोधवानो मंत्र.

ओम् नमः चक्रेश्वरी चक्र धारिणी चक्र वेगेन क्रोति भ्रामय चोर ग्रहण स्वाहाः ॥

### વિધિ.

આ મંત્રવડે ચોખાના દાણા એકવીસ મંત્રીને જેના ઉપર શક આવતો હોય તે માણસને ચવરાવવા. પછી થુંકાવવું અને જેના મોઢામાંથી લોહી નીકળે તે માણસને ચોર જાણવો. જથાશક્તિ પરમાર્થ.

---

## तावना दोरानो मंत्र.

ओम् भजरि बजकुमार ॥ बजरे बांधुं दश द्वार ॥ जो बजरी माथे घाले घात ॥ हाके हनुमंत मारे विसा हनुमंत मारे वीरः ॥ त्रणे एकांतरीआ त्रणे दाडीआ ॥ त्रणे तरीया ॥ तापज आवेनो सजा ॥ वीरकी पिंड काचा शब्द साचा जाण गोरा पारवतीकी जाण पुरो मंत्र इश्वरी वाचा स्वाहाः ॥

### વિધિ.

કુંવારી કન્યા પાસે કંતાવેલું સુતર લઈ સવા ગજ લાંબો, એવા સાત તાંતણા એકઠા કરી પછી મંત્ર ભણતા જવું અને એક ગાંઠ વાળવી. એવી રીતે એકવીસ ગાંઠ વાળવી. પછી તેને ગુગળ અગર લોબાનનો ધુપ દઈ જમણા હાથે બાંધવો એટલે તાવ જાય. જથાશક્તિ પરમાર્થ.

---

## झेर उतारवानो मंत्र.

ओम् गंगा गौरी दोऊ राणी टांकण मारी करो बिष पाणी गंगा बांटे गौरी खाई अठारा भार विष निर्विष हो जाई गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

આ મંત્ર કાળીચૌદશને દિવસે રાત્રે સ્વચ્છ થઇ ૧૦૮ વખત જપવો અને લોબાનનો ધુપ કરતા જવો, એટલે સિદ્ધ થશે.

ઉપરના મંત્રે શુદ્ધ પાણી સાત વખત મંત્રી પાવાથી ઝેર ઉતરી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## हडखाया कुतराना करडवाना झेर उतारवानो मंत्र

ओम् नमः नारसिंहाय वशिष्टाय वामदेवाय युधिष्टराय कृष्ण कृष्णाय वासुदेवाय नमोनमः

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે રાત્રીએ નદી કાંઠે આ મંત્રનો જપ ૧૦૮ વખત કરવો ને લોબાનનો ધુપ કરવો. એટલે મંત્ર સિદ્ધ થશે. પછી સ્નાન કરી વગર બોલે ઘેર આવવું.

જે માણસને કુતરો કરડેલો હોય તેને, વિભુતી લઈ કરડેલી જગાએ મંત્ર પઢતા જવું અને વિભુતી લગાવવી એવી રીતે એકવીસ વખત પઢવો એ પ્રમાણે દીન સાત કરવાથી ઝેર ઉતરી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## शूळनो मंत्र.

ओम् नमो समुद्र माहे वटवट तेल वट ॥ तेलकुं पोवो पना पंच शूळ ते कोण कोण ॥ अग्नि शूळ वायू शूळ पुष्टी शूळ पान शूळ ॥ मेरी भक्ति गुरुकी शक्ति पुरो मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે રાત્રે શુદ્ધ થઇ ધોએલું વસ્ત્ર પહેરી એકસોઆઠ વખત મંત્રનો જપ કરવો અને લોબાનનો ધુપ કરતા જવું, એટલે મંત્ર સિદ્ધ થશે.

જે માણસને શુળ આવતું હોય તેને આ મંત્રથી પાણી સાત વખત મંત્રીને આપવું, તે પાણી પી જવાથી શુળ મટી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## सभा मोहिनीनो मंत्र.

ओम् नमः कालुं मुख धोये करुं सलाम मेरी आंखोमें सुरमा वसे जो देखे सो पायन पडे दुहाई गौसुल आदम मेरी भक्ति गुरुकी शक्ति पुरो मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

સવાલાખ ઘઉંના દાણા વણીઓને લેઇ મંત્ર પઢતા જવું ને દળતા જવું. એ પ્રમાણે આટો તઈયાર કરીને તેમાં ઘી સાકર મેળવી કંસાર બનાવવો. કંસાર કરતી વખત પણ મંત્ર જપતા જવું. તેમાંથી ચોથો હિસ્સો જમીનની અંદર દાટવો ને પછી તે જગા ઉપર બેસી પોતે બાકી

રહેલો કંસાર જમવો, બીજા કોઇને આપવો નહિ. મંત્ર પઢતી વખત જનાર્દનનો ધુપ કરવો. એવી રીતે ૧૦૮ વખત મંત્ર મંગળવારને દિવસે મધ્ય રાત્રીએ જપવો. એવી રીતે ૨૧ મંગળવાર સુધી કરવું. જથાશક્તિ પરમાર્થ.

---

## राज दरबार वश करवानो मंत्र.

ओम् नमः ओम् नमो भास्कराय त्रिलोकात्मने अमुकं महीपते मेवस्यं कुरु कुरु स्वाहा ॥

### વિધિ.

લવિંગનું પુલ રવિવારને દિવસે વણ બોલે લાવી તેને ઉપરના મંત્રથી ૧૦૮ વખત પઢવું ને લોબાનનો ધુપ કરવો પછી તે પુલ રાજદરબારને ખવરાવવું એટલે તે વશ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## अमलदारने वश करवानो मंत्र.

ओम् नमः बिस्मिल्लाह दाना कुल्हु अल्लाह यगाना दिलह सस्तनु महो दाना हमारे बीच फलानेको करो दिवाना ॥

### વિધિ.

રમજાન મહીનાના ૨૧ મા રોજાને દીવસે ગનરપની તસબીર લઇને ૧૦૨૧ મંત્ર પઢીને ચંપાનું પુલ મંત્રવું પછી તે રાજાના અમલદારને આપવું તેથી તે વશ થશે. પણ મંત્ર જપતી વખત ધુપ બતી કરવી ને પીરને મલીદો શેર ૫ આપવો. જથાશક્તિ પરમાર્થ.

---

## भुत प्रेत बोलाववानो मंत्र.

ओम् नमो हनुमंत वीर बजरधारी डाकिनी शाकिनी घेरी मारी गंगा जुमना हमारां वाण बोले बोले नहितो राजा रामचंद्र लक्ष्मणकी मार जती हनुमानकी आण ॥

### વિધિ.

ચંબેલીનાં ફુલ અથવા અત્તર લાવી ઉપરના મંત્રથી મંત્રી ૨૧ વખત એવી રીતે દિન ૭ સુધી કરે તો ડાકીની શાકીની બોલે. પણ તેમાં એટલું યાદ રાખવું કે જે માણસ બોલાવનાર તે વ્યભિચારી ન હોય જોઈએ. જથાશક્તિ પરમાર્થ.

---

## मंत्र जंजीरानो.

ओम् नमो बिस्मिल्ला हिरहिमानी रहिम गजनी सौं चली महम्मदा पीर चल्या सवाशेरका तोसा खाय असी कासका पावा जाय स्वेत घोडा स्वेत पळान जिहपर चढ्या महमदा जवान तौ कुतका पाछैका चलै कांधो पाछे भात डाला ध्याया चलै चालि चालिरे महमदा पीर भौतालिया सिलार हमारा चौरको लाव. परबतसो लाव ब्रह्माके बेद सो लाव. जाव जहा होय त्यांसे लाव.

गढ परबतसो लाव, कोठीसो किलासो लाव, चौहटासो लाव, सेतखानासो मोहोलैं, चोहोलीसो नालापूर नालासो बगीचासो कुवासो बरासों सोहलकुं सिवारीसों बतासि, आभरनसो काजलकजरोटीसों मटीका मोटसो रेली मोटी साहाटी बाजारसों खाटमें पायामें नौ नाडी बहुत्तर कोठाकी घूमती बलावकुं ल्याव हाजरी करि हाड २ चामचाम नखरोम सैल्यावरे ताई पासिलार जिंद पीर मारतौ पीठनौ तोडतौ पिछाडतौ हाथमां हाथकडी पायामें बेडी गलामें तोष उलटा कबजा चढाय सुख बुलाय सीस खिलाय ॥

विधि.

અડદના સાત દાણા ૨૧ વખત મંત્રી માથામાં રાખવા. જથાશક્તિ પરમાર્થ.

---

## देह रक्षक मंत्र.

ओम् परिब्रह्म परमात्मने मम शरीरे पाही पाही कुरु कुरु स्वाहाः ॥

વિધિ.

આપણા ઉપર કોઇ માણસ મુઠ ચોટ મારવાનો સંભવ લાગે તો તે અગાઉ આપણી દેહરક્ષકનો મંત્ર સ્વચ્છ થઇ ૧૦૮ વખત જપવો કે જેથી કરીને મુઠ ચોટ લાગશે

નહિં. એવી રીતે હંમેશાં દીન ૨૧ પ્રાતઃકાળમાં કરવું. જથાશક્તિ પરમાર્થ.

## इंद्रजाळनो मंत्र

ओम् नमो नारायणाय विश्वंभराय इंद्रजाळको तुकान दर्शय दर्शय कुरु सिद्धि कुरु स्वाहाः॥

### વિધિ.

ઈંદ્રજાળનો ગમે તે મંત્ર સાધવો હોય તો પ્રથમ આ મંત્રનો જપ ૧૦૮ વખત કરો. જથાશક્તિ પરમાર્થ.

## धंधो रोजगार वधारनार मंत्र.

ओम् काली कंकाली महाकाली ॥ सर्व सुंदरी जिये व्हाली ॥ चार वीर भैरुं चोराशी ॥ तबतो पुजुं पान मिठाइ ॥ अब बोलो कालिकी दुहाई ॥

### વિધિ.

હરરોજ પ્રાતઃકાળમાં ઉઠી સ્નાન કરી શુદ્ધ કપડાં પહેરી આ મંત્રનો ૧૦૮ વખત જપ કરે તેનો ધંધો રોજગાર સારો ચાલે. જથાશક્તિ પરમાર્થ.

## रोगनी शान्तीनो मंत्र.

ओम् नमो गुरु आदेश गुरुकु ॥ बाल रखे बालनी कपाल रखे जोगिनी ॥ मुख रखे कुंभकर्ण

॥ पीठ रखे विभीषण ॥ नख रखे नरसिंह ॥ कलेजा रखे काली भवानी ॥ कंबर रखे कुबारका देव ॥ पिंड रखे गोरखनाथ ॥ पीडा प्राण सात रखे गुरुके पास ॥ गुरुकी शक्ति मेरी भक्ति ॥ चलो मंत्र ईश्वरी वाचा ॥

### વિધિ.

આ મંત્રને સિદ્ધ કરીને પછી વિભુતી લઇને સાત વખત મંત્રી શરીરે લગાવવી તેથી રોગની શાન્તી થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## आधाशीशीनो मंत्र ३ जो

ओम् नमो आदेश गुरुको कली चली करकर ठेली ॥ चेली वोह हनुमानजीकी हाक वागे ॥ अर्धशीशी नासे ॥ गुरुकी शक्ति मेरी भक्ति ॥ चलो मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

આ મંત્રને સિદ્ધ કરી ભભુતી લઇ ચપટી કપાળે ચોળવી એ પ્રમાણે સાત વખત કરવાથી આધાશીશી ઉતરી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## जंजीरानो मंत्र २ जो.

ओम् नमो सात समुद्रके बीच अल्ला सलेमान पेगम्बर बेठा सलेमान पेगम्बरकी चारि म-

वकिल तारिया सारिया जारिया जमारिया एक मवक्कील पूर्वकी ध्याया, देव दानवकुं घोवलाया, दुरा मवक्कील पश्चिमकुं ध्याया भूत प्रेत बांधी बांधी लाया, तीसरा मवक्कील उत्तरको ध्याया अ-युत पितृको बांधी लाया, चौथा मवक्कील दक्षिण-कुं ध्याया, डाकिनी शाकिनीकुं पकड लाया, चारी मवक्कीला चहु दिस ध्यावे. छल छिद्र कोऊ रहन न पावे.

વિધિ.

અડદના સાત દાણા ૨૧ વખત મંત્રી માથાથાં રાખવા. જથાશક્તિ પરમાર્થ.

---

## वींछीनो मंत्र ४ थो.

काळो विंछी करकर आळो ॥ मांहे पदम सांकळी आळो ॥ खा गया खड अगी गया मोरा॥ उतर विंछी डंख छोड ॥ मारो ऊतार्यो ना ऊतरे तो तेत्रीस क्रोड देवतानी आण ॥ जो तुं ए पंडने पिडा करे तो चामडाआ कुंडमां पडे.

વિધિઃ

કાળીચૌદશને દિવસે લોબાનનો ધુપ દઇ આ મંત્ર ૧૦૮ વાર જપવો. જથાશક્તિ પરમાર્થ.

---

## विंछीनो मंत्र ५ मो.

काळा विंछी कांकरी आळा ॥ श्री पंख सोनानो नाग मारु ॥ नागणी मारु विंछाको रांधुं लीर ॥ चडे तो मारु अहमद पीरकी दुवाई. ॥

### વિધિ.

કાળીચૌદશ અગર ગુરૂવારે આ મંત્ર ૧૦૮ વખત એ પ્રમાણે ૧૬ વખત જપવો અને લોબાનનો ધુપ દેવો. વિંછી ઊતારવાની રીત—જે જગ્યાએ કરડયો હોય તે જગાએ રાખ નાંખી હાથવતી ઉતારતા જવું, જથાશક્તિ પરમાર્થ.

---

## सापनुं झेर उतारवानो मंत्र २ जो.

ओम् काळो नाग वख भर्यो ॥ वखे बांधी पाळ ॥ त्रांबा डंख ओगाळ पजाई लंका पजाई मूलककुं खाया शुन खेत हनमाननी आण उतर विख पिआला ना उतरे तो राजा अजेपालनी आणः आण चूके तो उभो सूके फलो मंत्र ईश्वरी वाचा.

आकाशकी जोगणी पातालका नाग चपटी धूळ मारु फलाणेके हाडहाड जई लागे बेठोबेठो ना आवे तो हनमान केरी आण वाचाथी चुकेतो धोबीना कुडमां पडे गुरुके स्कमारी फलो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

ટોપરૂં, ખાંડ, ઘી, ગોળ, સમડી એ સર્વે એકઠાં કરી ધુપ કરવો. કાળીચૌદસને દિવસે ૨૧ માળા ફેરવવી એટલે મંત્ર સિદ્ધ થશે.

આ મંત્ર જાણનારે મોગરી, વંત્યાક, પંડોળું, અડદની દાળ વીગેરે કાળી ચીજ ખાવી નહિ. અને કદાપિ ખાશે તો મંત્ર જુઠા પડશે.

કોરા માટીના ઘડામાં પાણી મંગાવી તે પાણી મંત્રી આંખમાં છાંટે તો સર્પનું ઝેર ઉતારે. જથાશક્તિ પરમાર્થ.

---

## मुठनो मंत्र. १ लो.

ओम् नमो सतखंडकी नदी, नवखंडका मणा अधारे चलो लोइ कहु चले अवरण जातकुं नहि गुरु सती साधवीकी आण दखी आपी आहार करे मकरा भाई बहनकी सेजा चडे गोहत्या बालहत्या स्त्रीहत्या ब्रह्महत्या ए चार हत्या मारे माथे चडे जो मारी मुठ पाछी पडे तो लुणी चमारका कुंडमां पडे गुरुकी शक्त मारी लम.

### વિધિઃ

સ્મશાનમાં જઇ નવસ્રા થઇ લોબાનનો ધુપ દઇ આ મંત્રની માળા ૨૫ વખત જપવી એટલે સિદ્ધ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## आगीआनो मंत्र. १ लो.

ओम् नमो आदेस गुरुकु आगीआ वीर वैताळ पाताळ सवासण लोहकी डाळ लोहकी साकर वजरका गोळा राखे ठकारनाथ बाळा भोळा बळना घेरघेर घोर अंधारा लंकासा कोट समुद्रकी खाई ना जले तो वीर वैताळकी दुवाई ठींग लाइ दुवाइ चलो मंत्र फट स्वाहा.

### વિધિ.

દરરોજ પ્રાતઃકાળમાં સ્નાન કરી ૧૦૮ વખત મંત્ર જપવો ને દરરોજ એક ટાંક દારૂ હોમવો. અને સવા પાશેર વડા હોમવાં અને એકવીસમે દિવસે સવાશેર વડાં તથા સવા શેર દારૂ હોમવો. ને તે કુંડ બનાવીને તેમાં હોમવો. જથાશક્તિ પરમાર્થ.

---

## सभा मोहनी मंत्र. २ जो.

ओम् संखा होली नमेवो देख माहादेव पारवतीकी बोली, शीरपर बेठी चोरे जाय राजा पर जो लागे पाय राजा बांधुं राणी बांधुं घाट बांधुं चोरे बेठी सभा बांधुं अलवंता बलवंता पीर करता फलो मंत्र ईश्वरी वाचा वाचा चूके तो उभो सुके.

વિધિ:

સવાશેરની કુલેર, નાગરવેલના પાન પાંચ, અને લોબાનનો ધુપ કાળી ચૌદશને દિવસે કરવા, ૧૦૮ વખત જપવો. પુરૂં થઈ રહ્યા પછી કુલેર તથા પાન ખાઈ જવાં એટલે મંત્ર સિદ્ધ થશે.

સભામાં જ્યારે જવું પડે ત્યારે સાત વખત મંત્ર ભણી પાન ખાઈને જવું. જથાશક્તિ પરમાર્થ.

---

## स्त्री वश करवानो मंत्र १ लो.

नारी सोपारी कामणगारी में मंत्री छे आदितवारी ।। मारा हाथकी सोपारी खावे सो वर्षकी प्रीत बंधावे, मरे तो मसाणमां लोटे जीवे तो पगनी तळी चाटे चलो मंत्र ईश्वरी वाचा वाचा चुके तो उभी सुके.

વિધિ.

રવિવારે આ મંત્રની સાધનાં કરવી. સાધના કરતી વખતે મધુપાનનો પ્યાલો પાસે રાખવો. ૧૦૮ વખત જપવો. તેલનો દીવો કરવો તે દીવે મેશ પાડવી તે મેશ સાલાના ભાલરે વળગાડીએ તો વશ થાય. સાધના પુરી થએથી મધુપાનનો પ્યાલો ત્રણ રસ્તાના ચકલે વગર બોલે મુકી આવવો. જથાશક્તિ પરમાર્થ.

---

## व्हेर मंत्र १ लो

सै सलतान हमीद कबीर मास अला हाल मुनी शीखर फोई.

### વિધિ.

દશરાને દિવસે લોબાનનો ધુપ દઇ સાધનો. જેને છરી સોયા વીગેરે શરીરમાં મારે છે તેને ઉપરનો મંત્ર બોલી ધાર અણી મંતરવું. જથાશક્તિ પરમાર્થ.

---

## आंबोई (पीचोटी) नो मंत्र १ लो

पप भीमकी गदा अर्जुनका बाण पीडा करुं तो तारा गुरुनी आण.

### વિધિ.

કાળીચૌદશને દિવસે લોબાનનો ધુપ દઇ સાધવો. જેને અંબોઇ ટળી હોય :તેને પોતાના પેટ ઉપર હાથ ફેરવવો અને મંત્ર ભણવો અને મટે ત્યારે જથાશક્તિ પરમાર્થ.

---

## कमळानो मंत्र १ लो.

पाळ उपर पाळ तेनी उपर पींपळानुं पानुं. पानुं खरे ने कमळो झरे.

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે લોબાનનો ધુપ દઈ ૧૦૮ વખત જપવો. પાણીમાં સોયો બોળી કમળા-વાળા માણસને મંત્ર ભણી ઘસવો અને તે સોયો પાણીમાં રહેવા દેવો તેથી પાણી સવારે પીળું થઇ જશે. એવી રીતે દીન સાત કરવું. જથાશક્તિ પરમાર્થ.

---

## धुतारण मंत्र १ लो

तु वारुणी तु तारुणी शत्रु मौ जन वश करणी ढंढ स्वाहा.

### વિધિ.

ઉમરડાનું મુળ લાવીને ગાયના દુધમાં નવરાવી કુંવારી કન્યા પાસે કંતાવેલું સુતર તેને વીંટવું. રવિવારને દિવસે એ મંત્ર ૧૦૮ વખત જપવો. ધુપ ગુગલનો કરવો. પછી એ મુળ પાસે રાખી મુકવું. જ્યારે ગામ જવું હોય ત્યારે ગુગળનો ધુપ દઇ મંત્ર ભણી બારસાખની જમણી બાજુએ ખોશીને જવું. તેથી જે મળે તે વશ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## मुठनो मंत्र २ जो

काळी काळी महाकाळी लोही मांसकी करे दीवाळी इंद्रकी बेटी ब्रह्माकी साळी चलो मंत्री इश्वरी वाचा.

### વિધિ.

કાળીચૌદશની રાતે ત્રણ ચકલાને રસ્તે બેશી ૧૦૮ વખત જપવા. કરણનાં પુલ, લીંબુ, ટોઠા સવાશેર, ગુગળનો ધુપ ચકલે મુકવો, અને જપ કરવો. એ મંત્ર ભણી જેના ઉપર અડદના દાણા નાંખે તે મરી જાય જથાશક્તિ પરમાર્થ.

---

## मुठ वाळवानो मंत्र १ लो

हौनमे आदेश गुरुकी बादी चले अग्नि पर

जळे चलो इश्वरी वाचा गुरुकी संगत मेरी भगत.

વિધિ.

૧૦૮ વખત આ મંત્રનો જાપ કરવો, સવાશેરની સુખડીને ગુગળનો ધુપ કરવો. આ મંત્રથી તાંબાનું કડું મંત્રી હાથે ઘાલવાથી મુઠ મટી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## तावनो मंत्र. २ जो.

बीसमल्ला रहेमान रहीम फीरी इमानी दीलमां कलाया अला महमद रसुल लीललाहा हकबर.

વિધિ.

લોબાનનો ધુપ કરી દોરે સાત ગાંઠો મંત્ર ભણીને વાળવી. જથાશક્તિ પરમાર્થ.

---

## बलानो मंत्र १ लो

मानसरोवर भर्यां ते उपर ऊग्यो बावळीओ बावळीए बांधी बळद मुत्रे ने वलो उतरे.

વિધિ.

કાળીચૌદશે ગુગળનો ધુપ દઈ ૧૦૮ વખત આ મંત્રનો જપ કરવો. જથાશક્તિ પરમાર્થ.

---

## आंखमां फुल पडेलुं ते ऊंजवानो मंत्र.

ऊंची मेडी तेनी उपर मेडी ते मेडानी पांख

तोडुं आवतानी झांख उतारुं रुपुं गासे ने फुलुं नासे.

### વિધિ

કાળીચૌદશને દિવસે લોબાનનો ધુપ દઈ ૧૦૮ વખત મંત્રનો જપ કરવો. એ મંત્ર ભણી રૂપાની વીંટી આંખ ઉપર ઘસી ફુલ ઊંજવું એટલે આરામ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## भूतादिक दोष निवारणनो मंत्र.

ओम् नमो आदेश गुरुको हनुमंत वीर वीरन के वीर तिहारे तरकसमें नौ लख तीर खिणवायो खिण दाहिने कबहु आगे होई घनी गुसाइसें सेवता अमुकेकी काया भंगन होइ इंद्रासन दो लोकमें बाहर देखे मसाण हमारीया अमुकीकी देही छळ छिद्र व्यापे तो जती हनुमंतकी आण मेरी भक्ति गुरुकी शक्ति फुरो मंत्र इश्वरी वाचा स्वाहा.

### વિધિ.

મોરના પીછાંવડે સાત વખત ઊંજણી દેતાં ભુત, પ્રેત, ખવીસ, જીંદ, ગરાશાણાદિક દોષ જાય. બાળકને પીંપળાના પાન ઉપર મંત્ર લખી ગળે બાંધવો. જથાશક્તિ પરમાર્થ.

---

## कोइए कंई कर्युं होय तेनी रक्षानो मंत्र.

ओम् नमो आदेश गुरुकी नुनाच मागी जगतकी वीजुरी मोती हेल चमके अमुकेके पिंडमे ज्यान करे निज्यान करे तो ऊस लंडीके ऊपर पारो दुहाई तरहा सुलेमान पेगम्बरकी मेरी भक्ति गुरुकी शक्ति फुरो मंत्र इश्वरी वाचा स्वाहा.

### વિધ.

મોરના પીંછા વડે મંત્ર ભણુતા જવું ને ૨૧ વખત ઊંજણી દેવી. જથાશક્તિ પરમાર્થ.

---

## सर्व सुखदाता मंत्र.

ओम् राम मंत्र उत्तम महा जाणे सौ संसार ॥ लिखे लिखे गोली बांधकर नदी मंझार डार ॥ श्री आदिजी अंतमे लखे प्रीति उरधार ॥ भोग मोक्ष बेऊ मळे उत्तम मतो विचार ॥ केशर कस्तुरी वीशे चंदन रक्त मिलाय ॥ शाखा लावी अनारकी सुंदर कलम बनाय ॥ लखे दिन चालीसमें सवा लाख परमान ॥ होमादिक हु कीजिये ब्रह्म भोजन दान ॥

### વિધિ.

દરીઆ કીનારે ચાળીશ દિવસ સુધી બેસીને ચંદન, કસ્તુરી, કપુર, ધુપ, દીપ કરી આ મંત્ર દરરોજ

૧૦૧ વાર ૫ઢ તો સર્વ કાર્ય સિદ્ધ થાય જથાશક્તિ પરમાર્થ.

## सर्व मंत्र तंत्र सिद्धि करवानी विधि.

ओम् परब्रह्म परमात्मने नमः जगदुत्पत्ति स्थिति प्रलय कराय ब्रह्म हरिहराय त्रिगुणात्मने सर्व कौतुक निदर्शय दत्तात्रयाय नमः तंत्रान सिद्धिं कुरु कुरु स्वाहा ॥

### વિધિ.

ઘીનો દીવો કરી ધુપ કરવો. ચંદન, પુષ્પ નૈવેદ્ય ચઢાવવું. મંત્રનો જપ ૧૦૮ વખત સારા મહુરતથી દીન ૨૧ કરવો તેથી સિદ્ધ થશે. પછી જે તંત્ર કરવો હોય તો આ મંત્ર કરીને કરવો. જથાશક્તિ પરમાર્થ.

## नजरनो मंत्र २ जो.

डाबे हाथे रण शिल भिल्ल॥ वीर दुष्ट बांधु॥ नदी बांधु ॥ नाळा बांधु ॥ करणी कौटाल बांधु ॥ साती असा बांधु ॥ भैसा सुर बाधु दो दंडी दुश्मनकी नजर बांधु ॥ भूत प्रेतकी नजर बांधु ॥ मेरी भक्ति गुरुकी शक्ति स्फुरो मंत्र इश्वरी वाचा ॥ सत्य गुरुका मंत्र साचा ॥

### વિધિ.

આ મંત્રને ભભુતી લઇ ૭ વખત મંત્રી કપાળે ઘસવી એટલે નજર ઉતરી જશે. અગર કાળો દોરો સાત

વખત મંત્રી સાત ગાંઠ વાળવી પછી લોબાનનો ધુપ દેવો. પુરૂષ જાત હોય તો જમણા હાથે બાંધવો ને સ્ત્રી જાતી હોય તો ડાબે હાથે બાંધવો તો જરૂર લાગશે નહિ. જથા શક્તિ પરમાર્થ.

---

## भुतादिक काढवानो मंत्र.

ओम् नमो उ न्हां न्हीं न्हुं नमो भुत नायक समस्त भुवन भुतानि साधय साधय हूं हुं हुं स्फुरो मंत्र ईश्वरी वाचा वाचा, चुके उभो सुके॥

### વિધિઃ

શનીવારથી સાત દિવસ સુધી દરરોજ રાત્રીએ ન્હાઈ ધોએલું કપડું પહેરી ઘીનો દીવો કરવો. ફુલ પતાસાં આગળ ધરવાં અને ગુગળનો ધુપ કરવો. ૧૪૪ વખત મંત્ર પઢવાથી સિદ્ધ થશે. જેને ભુતાદિક હોય તેને આ મંત્ર ભણી મોરના પીંછા વડે ઉંજણી નાંખવી. સાતવાર એટલે ભુતાદિકનો દોષ દુર થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## भुतादिक वळगाड काढवानो मंत्र.

ओम् नमो आदेश गुरुकों हनुमंत वीर बजरंगी वज्रधार डाकीनी शाकीनी भूत प्रेत जिन्द खवीशकों ठेक ठेक मार मार नहीं मारें तो निरंजन निराकारकी दुहाई. गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र इश्वरी वाचा ॥

### વિધિ.

શનીવારથી ૨૧ દિવસ સુધી લાગ લાગટ વિધિપૂર્વક હનુમાનનું પુજન કરવું અને ૧૨૧ વખત મંત્રનો જપ દરરોજ કરવો. તો મંત્ર સિદ્ધ હોય. હવે જેને ભુતાદિક દોષ હોય તેને, વરીના ચોખા અગર અડદના દાણા મંત્રીને ભુતાદિક દોષવાળા માણુસને મારવા .તેથી આરામ થશે. એવી રીતે દિન ત્રણ કરવું. જથાશક્તિ પરમાર્થ.

---

## मनवांच्छित सिद्धि मंत्र.

ओम् नमो श्री सुर्याय सहस्त्र किरणाय ॥ सिद्धि सिद्धि कराय मनवांच्छित पुरयं ॥ कष्ट चुरयं चुरयं ॥ अँ र्हीं श्री सुर्यायनमः

### વિધિ.

દરરોજ પ્રાતઃકાળમાં ઉઠી સ્નાન કરી આ મંત્રનો, ઘીનો દીવો તથા ધુપ કરી ૧૦૮ વખત જપ કરે તો મનવાંચ્છિત ફળને પામે. જથાશક્તિ પરમાર્થ.

---

## रस्ते चालतां थाके नाहि तेनो मंत्र.

ओम् नमो विचंडाय हनुमंत वीराय पवन पुत्राय हुं फट्.

### વિધિ.

વાંશકપુર, સફેદ ભાંગરો, બકરીનું દુધ એ સર્વને પુષ્યનક્ષત્રમાં સિદ્ધ કરી લે. જ્યાં સુધી નક્ષત્ર રહે ત્યાંસુધી મંત્રનો જપ કરે, ઘીનો દીવો અને લોબાનનો ધુપ દે.

જ્યારે કંઈ જવું થાય ત્યારે પગને તળીએ લગાવે; સુકાઈ જાય ત્યારે ચાલે તો થાકે નહિં. જથાશક્તિ પરમાર્થ.

---

## रस्तामां साप चोर नाहरनो डर न लागवानो मंत्र.

ओम् फरीद चले परदेशकुं कुत्तक जीके भाव॥
सापां चोरां नाहरा तीनो दांत बंधाव ॥

### વિધિ.

જે જગાએ સુવે અગર બેસે ત્યાં સાત વાર મંત્ર બોલે ને તાળી ઠોકે. તેથી ડર બિલકુલ રહેશે નહિં. જથાશક્તિ પરમાર્થ.

---

## मार्गमां वाघ मळे तो ते चाल्या जाय तेनो मंत्र.

ओम् नमो वाघ बांधु वधाई बाधुं वाघको सातों बच्चा बांधुं राह बाट मैदान बांधुं दुहाई वासुदेवकी दुहाई लोना चमारीकी गुरुकु शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

સાત મંગળવાર આ મંત્રનો ૨૧ વાર જપ લે, ધુપ દીપ કરે, તો સિદ્ધ થાય. રસ્તામાં વાઘ મળે તો આ મંત્ર પઢીને ત્રણ ફુંક મારે. જથાશક્તિ પરમાર્થ.

---

## मंत्र रोजी मळवानो मुसलमानी

या इश्रा फील व हक्क या अल्लाहो.

### વિધિ.

સવાપાશેર અડદના લોટને પાણીમાં ભીંજાવી તેના

એક અગર બે રોટલા કરવા—પોતાના હાથથી, ને સફેદ રૂમાલમાં રાખવા. તેમાંથી ચોથો હિસ્સો, તેની ચણીબોર જેવડી ૧૦૧ ગોળી બનાવે. એક ગોળી ૧૧ વખત પઢી દરીઆમાં જે ઠેકાણે માછલીઓ હોય ત્યાં નાંખે એ પ્રમાણે બધી ગોળી તથા બાકી રહેલો રોટલો દરીઆમાં નાંખી. દે તો સવા મહીનામાં કામ ધંધો મળે. જથાશક્તિ પરમાર્થ.

## मंत्र तंत्र सर्वोपर सिद्धि करवानो मंत्र

ओम् नमो नारायणाय विश्वंभराय इन्द्रजाळ कौतुक निदरशय २ सिद्धि कुरु कुरु स्वाहाः ॥

વિધિઃ

આ મંત્રથી ઇંદ્રજાળના મંત્રની વિધી કરે. પ્રથમ આ મંત્રનો હંમેશાં ૨૧ વખત પાઠ કરવો. એટલે પછી બીજા મંત્ર કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે. જથાશક્તિ પરમાર્થ.

## मंत्र रसायणनो

ओम् नमो हरिहराय रसायण सिद्धि कुरु कुरु स्वाहा. गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

આ મંત્રનો પાઠ ૨૧ દિવસ સુધી દરરોજ ૧૦૮ વખત કરે ને ઘીનો દીવો તથા લોબાનનો ધુપ કરે, તો સિદ્ધ થાય. જથાશક્તિ પરમાર્થ.

## दाणानो ढगलो ऊडाववानो मंत्र.

ओम् नमो आदेश गुरुकों हुंकाळु ६४ जो-

गणी हुंकालुं ५२ वीर कात्तिक अर्जुन वीर बुलाउं आगे ६४ पीर जलबंध बलबंध आकाश बंध पवन बंध दीन देशकी दिशा बंध उत्तरे तो अर्जुन राजा दक्षिणे तो कातिक वीर्य राजा असमान भोयपूर वीर गाजे नीचे ६४ जोगिनी बिराजें पीरतो पासि चाल्याये छपन्या मैरुं राशि उडावे एक बंध आश्मानमें लगाया दुजा बंध राशि घरमें ल्याया शब्द साचा पिंड काचा स्फुरो मंत्र इश्वरी वाचा सत्य नाम स्वाहाः ॥

### વિધિ.

કાળીચૌદશની રાતે આ મંત્રનોં જપ ૧૦૮ વખત કરચે. લોબાનનો ધુપ, ઘીનો દીવો બાળવો. અને દીવાળીની રાત્રીએ જંગલમાં જઇ કુક્કર [સુઙર]ની લીંડીઓ લાવે. તેને ૨૧ વખત મંત્રી દાણાના ઢગલા ઉપર મુકી ઘેર આવે તો દાણાનો ઢગલો ઘેર આવે. જથાશક્તિ પરમાર્થ.

---

## दाढ दुखती मटवानो मंत्र.

ओम् नमो कामरुदेश, कामाख्या देवी, जहां वसे इसमायल जोगी इसमायल जोगी पाली गाय, नित्य उठी बनमें चरवा जाय, बनमें चरी सुको घमुड, जो गायने गोबर कीयौं, जामें नीपजा कीडा सात सुत सुताला पुछ पुछाला धड पीला मूंह

काला, दाढ गात गाले मसूदा गाले मसूदा पीले करे तो गुरु गोरखनाथकी दुहाई फिरे. स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

આ મંત્રથી લોઢાની ચુંકો ત્રણ સાત સાત વખત મંત્રી લાકડામાં ઠોકી દે તો દાઢ દુખતી બંધ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## देह रक्षानो मंत्र १.

ओम् नमो ओम् हनुमंत बचका कोठा जिसमें पिंड हमारा खैठह इश्वर कुंची ब्रह्मावाला स्फुरो मंत्र इश्वर वाचा.

### વિધિ.

મોરની પીંછી વડે ત્રણ વખત ઊંજણી દેવી. જથાશક્તિ પરમાર્થ.

---

## देह रक्षानो मंत्र २.

ओम् नमो धरती माता धरती पिता धरती धरैन्न धीर, बाजे शींगी वाजे तरतरी आया गोरखराय. मीनका पुत, मंजूकाछडा, लोहका कडा हमारी पीठ पीछे जती हनुमंत रहा खडा. गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

મોરની પીંછી વડે ૭ વાર મંત્ર પઢી ઉંજણી નાંખવી. જથાશક્તિ પરમાર્થ.

---

## तरवारनी धार बांधवानो मंत्र.

ओम् नमो धार धार अधर धार धार बांधौ सातवार अनी बांधो तीन वार कढै रुसन भीजै चीर खांडाकी धारकों लेगया, जती हनुमंत वीर स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

રસ્તાની રેતી લઈને તરવારની ધાર ઉપર લગાવે તો ધાર બંધ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## नजर बांधवानो मंत्र.

ओम् नमो भेरु घुगर वाळा हाथ खडग फुलकी माला काय पर ज्या ध्यावे तौही सबकी दष्टी बांधी दे मोहिमें पुज्यौं तुमको नीति ध्याय राजा परजा मेरे पाय लगाय भरी अथाई सुमीरो तोही तेरा कीया सब कुछ होय देखुं भेरुं तेर मंत्रकी शक्ति चले स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

રવિવારને દિવસે એક ચપટી રાખ મશાણમાંહીથી લાવી ૨૧ વખત મંત્રી ભેરવનું પુજન વિધિપુર્વક કરવું પછી સભામાં ચપટી રાખ ફુંક મારી ઉડાવી દે તો નજર

અંધ થાય અને જે કામ કરે તે કોઈના જોવામાં આવે નહીં. જથાશક્તિ પરમાર્થ.

---

## मशाण जगाडवानो मंत्र.

ओम् नमो आठका ठकिला कुडि मुजवनी कमका वा मूवा मुरदा बोले नहीं तो महावीरकी आण गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### विधि.

દારૂ શેર ૧, ચંબેલીના ફુલ, લોબાનનો ધુપ, છડ, છડીલો, લવીંગ, કપુરકાચલી વીગેરે ચીજો લઈ મશાણમાં જાય ને ધુપ કરે, મશાંણમાં મશાણ મરદકો દેખે, મશાણ જાગે અને હાહાકાર થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## मोहनी मंत्र.

ओम् नमो जळकी जोगणी पातालका नाग जाकर जोगणी लुगाईकुं लाव, एसीकुं लाव मुख देखी हसे ओर पुरुषका मुख देखे तो रुए. सुतां सुख नहीं खातां जंप नहीं जीवतां जग भमाडुं मरी मसाणथी बोलाऊं मारी बोलाई पीछी फिरे हठीला हनुमानकी आज्ञा फिरे तेथी पिछी मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

કાળીચૌદશ અગર ગૃહણને દિવસે રાત્રીએ મશાણમાં જઈ લોબાનનો ધુપ કરી આ મંત્રનો ૧૦૮ વખત જપ કરવો. પછી તાંદુળના સાત દાણા મંત્રી પોતાની પાસે જ્યારે જરૂર પડે તે વખતે રાખવા. તેથી કામ સિદ્ધ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## आंखो दुःखती सारी थवानो मंत्र.

ओम् नमो झलमल झेर भरी तलाई अस्ताचल पर्वत तैं फुटे व पाके करेन पीडा जती हनुमंत राखे हीडा गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

वિધિ.

લીંબડાના પાંદડાની સળીઓ લઈ ૭ વાર મંત્ર ભણી ઊંજણી દે એવી રીતે દીન ૩ કરવાથી આંખો સારી થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## आधाशीशीनो मंत्र.

ओम् नमो वनमे व्यानी वानरीका चावन फल खाय हंकारन हनुमानजी भडक आधाशीशी जाय. गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

રાખોડીથી મંત્ર પઢતા જવું અને કપાળ નીચે ચોળતા

જવું. એવી રીત સાત વાર કરવાથી આધાશીશી મટી જશે. જથાશક્તિ પરમાર્થ.

## हीकनो मंत्र.

ओम् नमो सारकी छरी धारका बान हीक न चले२ महमदा जवानकी आण स्फुरो मंत्र इश्वरी वाचा.

### વિધિ.

જેને હીક આવતી હોય તે જગાએ દબાવી રાખે અને છરીને શુદ્ધ કરી, નામ દેઈ, મંત્ર ભણીને સાત વખત સાંઠા કાપે તો આરામ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## कंठमाळानो मंत्र.

ओम् नमो आदेश गुरुको कंठवेल तुद्रुम द्रुमाली शिरपरज जकडी बुजुकी ताली गोरखराय गानता आया बढती बेलको तुरत घटाया घटी गई बेली बढेन पावे फुटे पीडा करे तो गुरु गोरखनाथकी दुहाई फिर स्फुरो मंत्र इश्वरी वाचा.

### વિધિ.

મોરની પીંછી વડે મંત્ર ભણી સાત વખત ઊંજણી નાંખે આરામ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## आंबोई (पीचोटी) नो मंत्र.

ओम् नमो आदेश गुरुको नाडी नाडी नवसें नाडी बोतेर कोठा चले, आगडी डीगैन कोठा

चले, नव नवसें नाडी रक्षा करे जती हनुमंतकी आण स्फुरो मंत्र इश्वरी वाचा.

વિધિ.

નવ ગાંઠની વાંસની લાકડી લઈ ડુંટી ઉપર રાખવી અને મંત્ર સાત વખત ભણી ફુંક મારવી તેથી અંબોધ તુરત ઠેકાણે આવશે. જથાશક્તિ પરમાર્થ.

---

आधाशीशीनो मंत्र

ओम् नमो आदेश गुरुको दुघटानो वनमे वसे तिपटा वसे कवाय सीस पकडी करी चालिये आधाशीशी मीट जाय.

વિધિ.

રવિવાર અગર મંગળવારને દિવસે સવારમાં શુદ્ધ થઇ હથેળીમાં પાણી લઇ સાત વખત મંત્રી આંખમાં છાંટે તો સારૂં થાય. જથાશક્તિ પરમાર્થ.

---

कढाई बांधवानो मंत्र.

ओम् नमो जल बांधुं जळ बाइली बांधुं तवा ताइ नौसें गामका वीर बोलाऊं रहु रहुरे कढाइ जती हनुमंतकी दुहाइ गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

રસ્તાની કાંકરીઓ સાત એકવીસ વખત મંત્રી કઢાઇ પર ફેંકી ફુંક મારે તો કઢાઇ બંધ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## ઢોરને જીવડા પડ્યા હોય તેનો મંત્ર.

ઓમ્ નમો આદેશ ગુરુકો કીડારે તું કુંડ કુંડાલા લાલ પુંછ તેરા મ્હો કાલા મેં તોહી પુછુ કહાંતેં આયા તોડી માંસ તેં સબકું ખાયા ગુરુ ગોરખનાથ કરે સહાયા સ્ફૂરો મંત્ર ઈશ્વરી વાચા.

### વિધિ.

લીંબડાના પાંદડાની સળીઓથી સાત વખત મંત્ર ભણી ઊંજણી નાંખે એવી રીતે દીન સાત કરવું. જથાશક્તિ પરમાર્થ.

---

## સોય મંત્ર (કાન વીંધવાનો).

ઓમ્ નમો ચડ ચડ ચુના લોહા સારકોહક પાત્ર ઘડે લુહાર મોડિ મોડિકે કીયા પાની જોર લોહભસ્મ હુઆ રામવીર તો લાયા માટી લક્ષ્મણ વીર મુદે ઘાવ પાકે ફુટે પિડા કરે તો લક્ષ્મણ રાજા રામજી રક્ષા કરે સ્ફુરો મંત્ર ઈશ્વરી વાચા.

### વિધિ.

રાખોડીની ચપટી લઈ સોયને સાત વખત મંત્રી બાળકના કાન વીંધે તો દુખે નહીં. જથાશક્તિ પરમાર્થ.

---

## મોરલી (વાંસળી શરણાઇ) બંધ કરવાનો મંત્ર.

ઓમ્ નમો આદેશ ગુરુકો વાદી આયા વાદ કરતા કું બેઠા વાદી વડ પીપલકી છાયા રહુરે

वादी वाद न कीजे बाधुं तेरा कंठ अरु काया बांधुं पुंगी अरु नाद बांधुं जोगी अरु साध बांधुं कठकी पुंगी अरु मसानकी वानी अवतो रेहेरे पुंगी सुजान तले बांधे नरसिंह उपर हनुमंत गाजे मेरी बांधी पुंगी बाजे तो गुरु गोरखनाथ लाजे स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

સાત વખત ત્રણ કાંકરી મંત્રી મારે તો મોરલી વાગતી બંધ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## वीर विधिनो मंत्र.

ओम् नमो आदेश गुरुको देवलोक दिव्या देवी जहा वसे ईस्मायल योगी छपन्न भेरु हनु-मंत वीर भुत प्रेत दैत्यको मारी भगावे परायें माया लावे लाडु पेंडा बरफी सेव सिहाडा पाक पतासा मिश्री घेबर चालुसाई लवींग डोडा इला-यची दाणा तळे देवी काळिका ऊपर हनुमंत गाजें एती वस्तुमें चाही वस्तु न लावे तो तेत्रीस कोटी देवता लाजे मिस्री जावंत्री जायफळ हरडे जंगी हरडे बदाम छुहारा मुफेर समबीर तो बतावे वस्ताद लक्ष्मण वीर पकडावे हात भुतप्रेतके चलावे हथे

हनुमंत बीरको सबको ऊमावे सो कासाकी वस्तु लावे न लावे तो एक लाख ऐंसी हजार पीर पेगाम्बर लजावे स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

આમ બહાર જંગલમાં કુવો હોય ત્યાં જઈ હનુમાનજીની મુર્તિ બેસાડે, મુર્તિની સામે પોતે બેસે, ધુપ દીવા કરે. મંત્ર ૨૭ વખત ભણવો. પછી હનુમાનજીને સવા પાશેર લોટ ઘી ખાંડ મધનો ભોગ ધરાવે. આચમન કરી પછી પોતે જમે. આ પ્રમાણે દીન ૩૭ મંત્ર કરે તો અદૃશ્ય વાણી થાય અને જે માગે તે મળે. જથાશકિત પરમાર્થ.

---

## पाणी उपर चालवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको काळा भैरु कालिकाका पूत पगा खडाऊ हाथ गुरग चलाऊं मन प्रभान आकतुं अमसुंभरा तेरा न्यौ त्यौं मंजहा करु पुज्यो तुम मन चिता कारज करी ते मोहि कुमकुम केसरीका कस्तुरी पुजा करुं तुमारी भोर मन चिन्त्यो मेरा कारज करहु गोरखनाथ गुरुकी वाचा स्फुरे गुरुकी शक्ति मेरी भक्ति ईश्वरी वाचा.

### વિધિ.

પુષ્ય નક્ષત્રને દિવસે શુભ મુહુર્તમાં સ્વચ્છ થઈ ધોળો આકડો નોતરવો અને રવિવાર અને સોમવારે વિધિ

યુક્ત પુજા કરવી. પછી તેની ચાખડીઓ કરાવી પગમાં પહેરી પાણીમાં ચાલે તો પગને પાણી અડે નહિ, જથાશક્તિ પરમાર્થ.

---

## अन्नपूर्णा देवीनो मंत्र.

ओम् नमो आदेश गुरुको अन्नपूर्णा अन्न पुरे घृत पुरे गणेश देवता पाणी पुरे ब्रह्मा विष्णु महेश तीनो देवता मेरी भक्ति गुरुकी शक्ति गुरु गोरखनाथकी वाचा स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

સવાલાખ મંત્ર જપવા, પછી જ્યારે બ્રાહ્મણ જમાડવા હોય ત્યારે રસોઈ તૈયાર થએથી આમન્યા કાઢી અન્નપુર્ણા દેવીને એક ભાગ આપે અને એક ભાગ કુવામાં નાખે અને એક હાથે તાંબાના લોટામાં પાણી ભરી લાવે પછી જે ઠેકાણે રસોઈ રાખી હોય ત્યાં ઘીનો દીવો કરી અન્નપુર્ણા દેવી અને વરૂણ દેવતા બેઉનું સ્થાપન કરી વિધિ યુક્ત પુજન કરવું. પછી મંત્રની એક માળા એટલે ૧૦૮ વખત જપ કરવો. પછી બ્રાહ્મણોને જમાડે તો રસોઈ ખુટે નહિ. જથાશક્તિ પરમાર્થ.

---

## भुतादिक दोष निवारणनो मंत्र.

ओम् नमो आदेश गुरुको हारे बांये हरि दाहिने हरि हावो विस्तार आगे पीछे हरि खडे राखे सरजनहार चमकत वीजळी गाजंत श्री

नृसिंह फटत खंभ आवता काल राखि राखि चार चक्र लें श्री नृसिंहके आगे मेलुं इतनासि दुरि-जाय पडे परात काळ कंटक छल छिद्र खेचरी भूचरा भूत दाना नाटक चेटक मारि मारि लंडी-का तीनसो आठ उलटंत नृसिंहजी पलटंत काया भक्ति हेत श्री नृसिंहजी आया कपिलके सऊदर रुप श्री नृसिंह वली सदा सहाय श्री गुरु गोविंद के चर्णाविंद् नमस्ते मेरी भक्ति गुरुकी शक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

विधि.

રવિવાર અને મંગળવારના દિવસે મોરની પીંછી વડે ૧૪ વખત ઝીંજણી નાખે. જથાશકિત પરમાર્થ.

---

## देह रक्षानो मंत्र.

ओम् नमो छोटी मोटी थमंत वारको वार बांधे पारको पार बांधे मराघ मसाण बाधे जादु वीर बाधे टौनाटंवर बांधे दीठ मूठ बांधे चोरी छार बाधे भिडिया ओर वाघ बांधे लखुरी शियाळ बाधे वीछु ओर साप बाधे ला लाहका कोट इल्लिलाह-की रवाइ महम्मद रसुलिल्लाहकी चोकी हजरत अलीकी दुवाई.

### વિધિ.

જંગલ અથવા ઘરમાં જ્યાં સુએ ત્યાં સાત વખત મંત્ર પઢી ઢીંચણ ઉપર તાળી દે. જેટલી જગામાં રહે તેટલી જગામાં કોઇપણ જાતનો ડર રહે નહિં. જથાશક્તિ પરમાર્થ.

---

## वरसाद वरसतो बंध करवानो मंत्र.

ओम् नमो भगवते रुद्राय जळस्तंभय २ ठः ठः स्वाहा गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

મસાણના કોયલાને સળગાવી એક ઇંટને સાત વખત મંત્રી તેની તળે ઉપર એક ઘરે તો મારગમાં અથવા રાંધવામાં વરસાદ વરસતો બંધ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## रोजी मळवानो मुसलमानी मंत्र

## या मुफुरो.

### વિધિ.

રાત્રે બિસ્મિલ્લાહિર્રહમા નુર્રહિમ બોલી ૨૭ વખત દરૂદ પઢે. જથાશક્તિ પરમાર્થ.

---

## दरुद.

अल्ला हुम्म सल्ला अल्ला मुहम्मद नव पाख्क वसल्लम.

વિધિઃ

એ પ્રમાણે પઢી પછી બારસેં વખત મંત્રને પઢી ૨૭ વખત દરૂદ પઢે તો ૨૭ દિનકે ઉપરાંત લાભ નજરે આવે. જથાશક્તિ પરમાર્થ.

---

## दरिद्रता नाश करवानो मंत्र.

या कवीयो या गनीयो या मलीयो या वकीयो

વિધિ.

પ્રભાતમાં ઉઠી અણબોલે હાથ પગ મોઢું ધોઇ એક વખત બિસ્મિલ્લાહ પઢીને એક હજાર પાંચસો વખત મંત્ર પઢે મંત્ર પઢતા પહેલાં તથા પાછળથી ૨૭ વખત દરૂદ પઢે તો થોડા દિવસમાં દરિદ્રતાનો નાશ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## सर्व प्रकारनी पीडानो मंत्र.

ओम् नमो लश्कर फरऊन दर रोदनी लगर्क शुद.

વિધિ.

જે ઠેકાણે દર્દ હોય તે ઠેકાણે પીળી માટીથી મંત્રને સાત વખત લખે અને પછી માટીથી બમણો ગોળ છોકરાને વહેંચી આપે તો પીડા મટે. જથાશક્તિ પરમાર્થ.

---

## दाढना कीडानो मंत्र.

ओम् नमो सवा रामे सीसी ससिमां मीची मीचीमां पीडा कीडामां पीडा कीडा मरे

पीडा टळे, शब्द साचा पिंड काचा स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

લોઢાની બે ચુંકો સાત વખત રવિવાર અગર મંગળવારને દિવસે મંત્રી એક કુવામાં નાંખે ને બીજી લીંબડાના ઝાડમાં ઠોકી બેસારે. જથાશક્તિ પરમાર્થ.

---

## नजर बांधवानो मंत्र.

ओम् नमो भगवते वासुकी नाग राजाय गोप कुंडली चलना निनी स्वाहाः स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

રવિવારને દિવસે અંકોલ ( હીંગોળા ) ની લાકડી લાવી ગોળ ચોકો કરી, ધુપ, દીવો અને નૈવદ્ય લાકડી આગળ ધરી પછી ૧૦૮ વખત મંત્ર જપવો તેથી સિદ્ધ થશે. પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે લાકડીને મંત્ર પઢી સાત વખત પછી લાકડીને તમાસો જોનાર સામી ફેરવવી એટલે જેની નજર લાકડી ઊપર પડશે તેની નજર બંધાશે. જથાશક્તિ પરમાર્થ.

---

## तीड काढवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको पश्चिम देशमें अस्ताचल हूवा जहां अजेपाळने खोदाया कुवा जा कुवामां निकला नीर जहा भेला हुवा बावन

वीर जाने मिल कर रमता उपाये हाथ पकड टीडकुं लाये सुनरे टीडी बांधुं दाढ जमी आस्मान बीच रहेशो गाद उतरे तो तारी परले बांधुं चडे आस्मान तो सरले सांधुं तीजा तेरा जाया पाऊं बारा कोशमें काम कराऊं इहि विधि विचरे बावन वीर जाई डारा समुद्रके तीर मेरी मोम पर हनुमंत गाजें किसीको चलाई तें चले मेरा डंका चार खुंटमें वचे इहि विधि चलाई न चलेगा तो एक लाख ऐंसी हजार पीर पेगाम्बर लाजे शब्द साचा पिंड काचा स्फुरो मंत्र ईश्वरी वाचा वाचा चुके उभो सुके.

### વિધિ.

એક ઠીકરી લઇ ૭ સાત વાર મંત્ર પઢી ટચલી આંગળીનું લોહી છાંટવું પછી પગ અથવા ઘોડાપર બેશી એક શ્વાસથી દોડતા જઈ જ્યાં ઠીકરી મુકે ત્યાં આગળ તીડ પડે. જથાશક્તિ પરમાર્થ.

---

## दांतनी पीडा मटवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको हे दंता तुम क्यों कुलता हमें तुमें संजाइ वाह मराकसर तुमहो बत्तीस हमारी तुमारी कोनसी रीती हम कमाये

तम बेठे खाओ मृत्युकी पिरिया संगही जाऊ गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा वाचा चुके उभो सुके.

विधि.

દાતણ કરતી વખતે મોઢું ધુએ ત્યારે હાથમાં પાણી લઇ ૭ વખત મંત્રી કોગળા કરે એવી રીતે સાત વખત કરવું તેથી હાલતા દાંત બંધ થશે ને પીડા મટી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## कारवोलाई (बांमली) नो मंत्र.

ओम् नमो आदेश गुरुको काखलाई भरी तलाई जहां बेठे हनुमंता आई पचे न फुटे चले न नाल रक्षा करे गुरु गोरख बाल स्फुरो मंत्र ईश्वरी वाचा.

विधि.

લીંબડાની સળીઓ પાંદડાં સુદ્ધાં લાવી તેનાથી મંત્ર પઢતા જવું ને ઉંજણી નાખવી એવી રીતે સાત વખત કરવું. જથાશક્તિ પરમાથ.

---

## कंठमाळनो मंत्र.

ओम् नमो आदेश गुरुको कंठमाळ तुं दुम दुमाली सिरपर जडी वज्रकी ताली गोरखराय जागता आया वधती वेलकु तुरत घटाया घटगई

वेल वधे ना रोग पाके फुटे पीडा करे तो गुरु गोरखनाथकी दुहाई फिरे स्फुरो मंत्र ईश्वरी वाचा.

विधि.

ભભુતી લઈ સાત વખત મંત્ર પઢવો. ભભુતી ફરતી આંકવી એટલે આરામ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## कमळानो मंत्र.

ओम् नमो रामचंद्र सर सांधा लछमन साधा बाण काळा पीळा राता नीला थोथा पीळा पीळा चारो झडजो रामचंद्रजी थाकेना मेरी भक्ति गुरुकी शक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा वाचा चुके ऊभो सुके.

विधि.

પીતળની વાડકીમાં પાણી ભરી સોય મંત્ર ભણી પાણીમાં ફેરવે એવી રીતે દીન સાત કરવું દરરોજ મંત્ર એકવીસ વખત ભણવો જેથી આરામ થશે. જથાશકિત પરમાર્થ.

---

## गर्भ स्तंभवानो मंत्र.

ओम् नमो ओम् वैवा अंगदे बांधी राख नृसिंह जति जती सीस तें बांधी राख श्री गोरखनाथ कांखते बांधि राख हनुमानका राजा सूंडी ते बांधी राख द्दढासन देवी यह मन पवन काया

को राव थंभे गर्भ ओर बाधे घाव थांभे माता पारवती गाढो बांधे ईश्वर जती जबलग गाडो कटिपर रहे तबलग गर्भ कायामें रहे गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा, वाचा चुके ऊभो सुके.

### વિધિ.

કુમારિકાના હાથનું કાંતેલું સુતર લાવી ગર્ભવતી સ્ત્રીની પગની પાનીથી તે માથા સુધી દોર ભરી લઇ તેની સાત શેરો સરખી કરવી. પછી મંત્ર પઢીને સાત ગાંઠો વાળે પછી તેને ગુગળનો ધુપ દેવો, સુગંધીદાર પુષ્પ ચઢાવે, સવાશેર મિઠાઇનો ભોગ ધરે, પછી તે મીઠાઈ છોકરાંને વહેંચી દે ને દોરો સ્ત્રીની કમ્મરે બાંધે જ્યાં સુધી દોરો કેડમાં રહેશે ત્યાં સુધી ગર્ભ પડશે નહીં. પછી નવ માસ પુરા થએ દોરો છોડવો. જથાશક્તિ પરમાર્થ.

---

## गर्भ स्तंभवानो मंत्र.

ओम् नमो जंभीर वीर परधान हर अठोत्त-रसे गर्भ ही ताणों तणे पाचे न फुटे न पीडा करे तो जंभीर वीरकी आज्ञा फरे गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

સાત પુણીઓ કુમારિકા પાસે કંતાવી સાત તાર સ્ત્રીના પગથી તે માથા સુધી ભરી તેને મંત્ર ભણી સાત ગાંઠો વાળવી. પછી તેને ગુગળનો ધુપ દઈ કેડે બાંધે તો ગર્ભ પડે નહિ. જથાશક્તિ પરમાર્થ.

---

## रोगीने दोरो करवानो मंत्र.

बंध तो बंध मौला मुर्त्तजा अलीका बंध कीडे ओर मकोडेका बंध ताप ओर तिजारीका बंध जूडी ओर बुखारका बंध नजर ओर गुजरका बंध दीठ ओर मूठका बंध कीये ओर करावेका बंध भेजे ओर भिजायेका बंध नावत पर हाथनका बंध न बंध तो बंध मौला मुर्त्तजा अलीका बंध राह ओर वाटका बंध जमीन ओर आस्मानका बंध घर ओर बहारका बंध लौह ओर कलमके बंध बंध तो बंध मौला मुर्त्तजा अलीका बंध.

### વિધિ.

માંદા માણુસના પગથી માથા સુધી દોરો ભરી સાત તાર એકઠા કરી મંત્ર ભણી ૭ સાત ગાંઠો વાળવી અને લોબાનનો ધુપ દઈ માંદા માણુસના ગળામાં બાંધવો અને સવાશેર મિઠાઇ મુર્તજા અલીના નામથી નાંનાં છોકરાંને વેહેંચી આપે. જથાશક્તિ પરમાર્થ.

---

## अनाज जमेलु पचाववानो मंत्र.

ओम् नमो आदेश गुरुको अगस्तं कुंभ करणंच समंच वडवानलः आहार पाचनार्थाय स्मरन मीमस्य पंचकमं फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

જમ્યા પછી સાત વખત મંત્ર પઢવો ને પેટ ઉપર

હાથ ફેરવવો જેથી ખાધેલો ખોરાક પાચન થશે. જથા શક્તિ પરમાર્થ.

## हडखाया कुतरानो मंत्र.

ओम् नमो आदेश गुरुको अकट कुकरा पिकट बाण विषकुं झाडुं वारंवार कोरा करबाई बतन इया गोरो ढोले इर्श्वर न्हाइं कुत्ताको विष उतर जाय दुहाई महादेव पारवतीकी फुरो मंत्र ईश्वरी वाचा.

કુંભારના ચાકની માટી લાવી તેની ગોળીઓ ૯ નવ બનાવે, પછી મંત્ર પઢી તેના ઉપર છરીથી લીટો કરવો. એવી રીતે હરેક ગોળીને કરી રોગીને આપે. ને ત્રણ ગોળી ખાય અને બાકીની ગોળીઓ તથા ઢબુ પૈસા એ ઉપર દબાવી પાટો બાંધે તો આરામ થાય. જથાશક્તિ પરમાર્થ.

## जनावरने कीडा पड्या होय तेनो मंत्र.

ओम् नमो आदेश गुरुको महंत पटवारी अरज गाती वया जिनके पायों किडा गया फुरो मंत्र इश्वरी वाचा.

### વિધિ.

ચાર રસ્તાના ચકલામાંથી ૭ સાત કાંકરીઓ લઈ તેને સાત વખત મંત્ર ભણી જેને કીડા પડ્યા હોય તેનું નામ લઈ તેના ધણીને કાંકરીઓ આપે, પછી તે કાંકરીઓ

ઢોરને મારે ને પુછે કે કીડા ગયા ત્યારે કહેવું જે કીડા ગયા. શની, રવિવાર અને મંગળવારને રોજ કરવાથી આરામ થઇ જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## कोइए मुठ मारी होय तो आ मंत्रथी मुठने पोतानी पासे बोलावी सामी तेना तरफ मोकले तेनो मंत्र.

ओम् नमो काला कलवा चौसठ वीर मेरा कलवा मंगा तीर जहांको भेजु वहांको जाई मांस मच्छीको छुवन न जाई अपना मारा आपहि खाई चलत बाण मारुं उलट मूंठ मारुं मार मार कलवा तेरी आस चार चौमुखा दीया न बाती जा मारुं बाही के छाती इतना काम मेरा न करे तो तुजे अपनी माईका दुध पीया हराम हे गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र इश्वरी वाचा.

### विधि.

સાત ભોમવાર સુધી પ્રત્યેક વખત ૨૧ વખત મંત્ર પઢે, ઘીનો દીવો બાળે. ગુગળનો ધુપ કરે, લવીંગ પાન સોપારી મીઠાઇ ફુલ વીગેરે ધરે, જેથી મુઠ આવે તો તેને ઉલટી મોકલે. જથાશક્તિ પરમાર્થ.

---

## दश रोगनो मंत्र.

ओम् नमो आदेश गुरुको परवत ऊपर

परवत परवत ऊपर फाटिका शिला फाटिका शिला ऊपर अंजनी माता जिन जाया हनुमंत वीर नेहला टेहला कावकी कखलाई पीछेकी अदीठ कानकी कनफेर रागकी बद कंठकी कंठमाला घुंटणका डमरु हाडनी हाडशूळ पेटनी ताप तल्लि फिया इतनेकु दुर करो भस्मंत नीकर तुजे अंजनी माताका दुध पीया हराम हे गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

શનિવારના દિવસથી ૨૧ દિવસ સુધી હનુમાનજીનું વિધિપૂર્વક પુજન કરવું, અને ૧૦૮ વખત મંત્રનો પાઠ કરે, ગુગળનો ધુપ કરે. હોળી દીવાળી ગ્રહણને દિવસે ફરી જપે મંત્ર સિદ્ધ થશે. પછી જેને કાખોલાઇ, અદીઠ કાનફેર બદ, કંઠમાળા હોય એને રાખથી ઊંજણી નાખવી. અને તાપતલ્લી હોય તેને શુદ્ધ કરેલી છરીથી ઊંજણી નાંખવી. હડશુળને લીંબડાની પાંદડાવાળી સળીઓથી ઉંજણી નાંખવી. ડમરૂમાં આકડાના પાંદડાથી ઊંજણી નાંખે. તેને એવી રીતે ૧૧ વખત ઉંજણી નાખે તો તેથી આરામ થશે એ નક્કી સમજવું. જથાશક્તિ પરમાર્થ.

---

## आंखना रोगनो मंत्र.

ओम् नमो आदेश गुरुको श्रीरामकी घनी

लछमनका बाण आख दर्द करे तो लछमन कंवरकी आण मेरी भक्ति गुरुकी शक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा. सत्य नाम नारायणका साचा.

विधि.

કાળીચોદશને દિવશે રાત્રે ૧૦૮ વખત મંત્રનો પાઠ કરે, ગુગળનો ધુપ કરે તો સિદ્ધ હોય. ગ્રહણને દિવસે ફરીથી સિદ્ધ કરવા. પછી તીરથી ૧૪ વખત મંત્ર ભણતા જવું ને ઉજણી નાંખવી. જથાશક્તિ પરમાર્થ.

---

## गाम मोहनी मंत्र.

ओम् नमो आदेश गुरुको जती हनुमंत करे मेरे घट पिंडका कोन हे वैरी छतीस पवन मोहि मोहि जोहि जोहि दह दह गुरुकी शक्ति मेरी भक्ति सत्य नाम नारायण साचा.

विधि.

પ્રથમ સાત શનીવાર હનુમાનનું વિધિપુર્વક ધુપ, દીપ, નૈવેદ્ય, સાથે પુજન કરે. પ્રત્યેક શનીવારે ૧૨૧ વખત મંત્રનો પાઠ કરે તો સિદ્ધ થાય. પછી શનીવાર અગર મગળવારને દિવસે ચાર રસ્તાના ચકલામાંથી કાંકરીઓ ૭ લેઇ ગામના કુવા ઉપર જાય. દરેક કાંકરી ૧૦૮ વખત મંત્રથી ભણી ફુંક દઇ કુવામાં નાંખે એ પ્રમાણે સાત કાંકરીને કરવું એટલે સિદ્ધ થશે. જથાશક્તિ પરમાર્થ.

## राजा कोपायमान थअेलो होय तेने शान्त करवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको हथेलीनो हनुमंत वसे भैरव वसे कपाळ नारसिंहकी मोहनी मोहा सबसंसार मोहनरे मोहंता वीर सब वीरनमें तेरा शीर सबकी दृष्टी बांधी दे मोहि तेल सिंदुर चढाऊं तोहि तेल सिंदुर कहांसे आया कैलाश पर्वतसें आया कोन लाया अंजनीका हनुमंत गौरीका गणेश काळा गोरा तोतळा तीनो वसे कपाळ बिंदा तेल सिंदुरका दुश्मन गया पाताळ दुहाइका मिया सिंदुरका हमें देख शीतल हो जाय गुरुकी शक्ति मेरी भक्ति सत्य नाम नारायण साचा.

### વિધિ.

અર્કવારને દિવસે નરસિંહ દેવતાનું વિધિયુક્ત પુજન કરી તેલનો દીવો લોબાનનો ધુપ અને ચુરમાના લાડુનું નૈવેદ્ય ધરવું અને પછી ૧૨ વખત મંત્રનો પાઠ કરવો. એવી રીતે સાત વાર કરવાથી સિદ્ધ થશે. પછી જ્યારે રાજા પાસે જવું થાય ત્યારે સિંદુર સાત વખત મંત્ર ભણી માથે નાંખીને જાય તો રાજા શાન્ત થાય. જથાશક્તિ પરમાર્થ.

## आंखमां फुल पडयुं होय तेने कापवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको उतर फुल काछ सुत योगीकी वाछ इस्माईल जोगीकी दो बेटी एक पाथे चुला एक काटे फुलीका काछ फुलीका काछ फुलीका काछ स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

છરીને શુદ્ધ કરી જમીનમાં કાપ કરે ને મંત્ર એક-તાળીસ વખત પઢે એવી રીતે દીન નવ કરે તો આંખમાંથી ફુલ કપાશે અને આરામ થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## गर्भ रोकवानो मंत्र.

ओम् न्हां न्हीं चल चले हुः चल मले हुः ठः ठः ठः स्वाहा गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

રવિવાર અગર મંગળવારને દિવસે ઉપરનો મંત્ર સાત વખત ભણું સાત ગાંઠો વાળે, અને ગુગળનો ધુપ દઇ કમરમાં બાંધે તો ગર્ભ ગરે નહિ. જથાશક્તિ પરમાર્થ.

---

## सर्व प्रकारनो वशीकरण मंत्र.

ओम् राजा मोहे प्रजा मोहे मोहे ब्राह्मण वाणिया हनुमंत रुपमां जगत मोह्युं तो रामचंद्र

परमाणिया गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा. वाचा चुके उभो सुके.

### વિધિ.

પ્રથમ રામચંદ્ર ભગવાનનું ૧૦૮ વખત સ્મરણ કરવું, અને પછી દિવસ ૩૭ સુધી હરરોજ ૧૪૧ વખત મંત્રનો જપ કરે, દીવો, ધુપ ગુગળનો કરવો એટલે મંત્ર સિદ્ધ થશે. પછી જ્યારે જરૂર પડે ત્યારે ચાર રસ્તાના ચકલામાં જઇ ઉભા રહી મંત્ર નવ વખત પઢી ધુળની એક ચપટી લઇ ચાંલ્લો કરે તો પછી જે માણુસ જોશે તે વશ થશે. જથાશક્તિ પરમાર્થ.

## राजा वश करवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको भास्कराय त्रिलोकात्मने अमुकं महीपते मेवस्यं कुरु कुरु स्वाहाः फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

રવિવાર અગર મંગળવારને દિવસે ઊગાનું ફુલ લાવી રાજાને ખવરાવે તો રાજા વશ થાય અને ધારેલું કામ પાર પડે. જથાશકિત પરમાર્થ.

## स्त्रीने पुरुष वश करवानो मंत्र.

ओम् नमो आदेश गुरुको महा यक्षणी पति मेव वस्यं कुरु कुरु स्वाहाः फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

સ્ત્રીની યોનિનું રૂધિર, ગોરો ચંદન, અને કેળનો રસ એ સર્વને એકઠું મેળવી ચાંદલો કરે તો પુરૂષ વશ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## जंजीरानो मंत्र.

• ओम् नमो आदेश गुरुको सात समुद्रके बीच अला सलेमान पैगम्बर बैठा सलेमान पैगम्बरकी चारिम वकील तारिया सारिया जारिया जमारिया एक मवकील पश्चिमकी ध्याया देव दानवकुं धाव लाया दुसरा मवकिल पूर्वकुं ध्याया भूत प्रेत बांधि लाया तिसरा मवकिल उत्तरकुं धाया, अयुत पितृकुं बांधि लाया, चोथा मवक्किल दक्षिणकुं धाया, डाकिनी साकिनीकुं पकड लाया चारि मवाक्किला चहुं दिस ध्यावे. छल छिद्र कोऊ रहन न पावे गुरुकि शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा. वाचा चुके उभो सुके.

### વિધિ.

કાળીચોદશ અગર ગ્રહણને દિવસે મધ્ય રાત્રિને સમયે સ્મશાન ભુમિમાં જઇ લોબાનનો ધુપ કરી મંત્રનો જાપ ૧૨૧ વખત કરવો. પરંતુ તેમાં સિદ્ધ કરવાવાળો માણસ વ્યભિચારી હોવો ન જોઇએ. સિદ્ધ કર્યા પછી જ્યારે જરૂર પડે ત્યારે અડદના સાત દાણા ૧૨૧

વખત મંત્રી માથામાં રાખવા તેથી ધારેલી ધારણા પુરી થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## जंजिरानो मंत्र..

ओम् नमो आदेश गुरुकुं बिस्मिल्लाहिर्रहिमानिर्रहिम गजनी सौं चली महम्मदा पीर चल्या सवाशेरका तोसा खाय असी कासका धावा जाय स्वेत घोडा स्वेत पलान जिह पर चढया महम्मदका ज्वान तो कुतका पाछेका चले कांधा पाछे भात डाला ध्याया चले चालि चालिर महम्मदा पीर मौता लिया सिलार हमारा चोरकुं लाख परवत सो लाव जाव जहां होय तहां सो लाव गढ परवत सो लाव कोठी सो किल्ला सो लाव चौहटा सो लाव मेत खाना सो मोहोलो चोहोलीसो नालापुर नालासो बगीचासो कुवासो बेरासी सोहलकुं सिवारीसो बतीस आभरणसो काजल कज रोटीसो मटीकी मोटसो रोली मोटी साहाटी बजारसो खाटमें पायामें नव नाडि बहोतर कोठाकि घुमती बोलावकुं लाव. हाजरो करि हाड हाड चाम चाम नख रोमसे ल्यावरे ताई पासिलार जिंद पीर मारतौ पीठतो तोडतो पिछाडतो

हाथमें हाथकडी पायामें बेडी गलामें तोष ऊल-
टा कबजा चढाय सुख बुलाय सिस खिलाय
गुरुकि शक्ति मेरी भक्ति स्फुरो मंत्र इश्वरी वाचा.
चुके उभो मुके.

### વિધિ.

કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે મધ્ય રાત્રિએ નદી કિનારે જઈ સ્નાન કરી શુદ્ધિથી કમ્મર બરાબર જળમાં ઉભા રહી એક હાથમાં લોબાનનો ધુપ કરવો અને મંત્ર ૧૦૮ વખત પઢવાથી સિદ્ધ થશે. મંત્ર સિદ્ધ કર્યા પહેલાં અગર પછીથી પણ પુરૂષે જાર કર્મ કરવું ન જોઇએ. અને જરૂર પડે ત્યારે અડદના દાણા સાત ૧૦૮ વખત મંત્રી માથામાં રાખવા, એટલે ધારણા પુરી થશે. જથાશક્તિ પરમાર્થ.

---

## आगीआ वैताळनो मंत्र.

ओम् नमो आदेश गुरुकुं आगिया वीर
वैताल पेठी सातमें पाताल लाव अमिको झाळ
बेठी ब्रह्माके कपाळ मछली चील्हका गली गुगल
हरताळ ईन वस्तुले चालीनले चलै तो माता
कालिकाकी आण गुरुकि शक्ति मेरी भक्ति फुरो
मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

ચીલકાગલી માછલીનું માંસ, ગુગળ, હરતાળ

તેનો ધુપ કરવો. કાળીચૌદશ અગર ગ્રહણને દિવસે સ્મશાન ભુમિમાં જઈ શુદ્ધ થઈ ૧૦૮ વખત મંત્રનો જપ કરવો એટલે સિદ્ધ થશે. પછી જરૂર પડે ત્યારે સાત કાંકરી લઈ ઉપર મુજબ કહેલો ધુપ કરી ૨૭ વખત મંત્રી જે ઠેકાણે નાંખે ત્યાં સળગી ઉઠે. પણ જારકર્મ ન હોવું જોઈએ. જથાશકિત પરમાર્થ.

---

## सोपारी मोहनीनो मंत्र.

ओम् नमो खरी सोपारी कामनगारी राजा परजा खरी प्यारि मंत्र पढ लगाऊं तो रही या कलेजा लावे तोड जीवत चाटे पगतळी मुवे सेबे मसाण था शब्दकी मारी न लावे तो जती हनुमंतकी जाण शब्द साचा पिंड काचा गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિઃ

દિવસ ૩૭ સુધી મંત્ર દરરોજ ૧૦૮ વખત ધુપ, દીપ રાખીને પઢવો. અગર ગ્રહણને દીવસે મધ્ય રાત્રી પછી ગ્રહણમાં ૧૨૧ વખત મંત્ર પઢી સોપારી સિદ્ધ કરી લેવી. પછી તે સોપારી જેને ખવરાવે તે વશ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## रिद्धि सिद्धिनो मंत्र.

ओम् नमो गणपाति वीर बसे मसाण जो जो मागुं सो सो आण पाच लाडु सिर सिंदुर

हाटिकी मांटी मसाणकी खेय रिद्धि सिद्धि मेरी पास लावे गुरुकी शक्ति मेरी भक्ति शब्द साचा पिंड काचा स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

હરેક માણુસને જમણવાર કરવો હોય તો પ્રથમ બધી બરાબર રસોઇ તૈયાર કરી આમન્યા રાખવી, પછી પાંચ લાડુ લઈ તે ઉપર સિંદુરના ચાંલ્લા કરવા. લાડુ લઇ કુવા ઉપર જઈ તાંબાના લોટામાં ૧ લાડુ મુકી કુવામાં સીંચે ને તે લાડુ કુવામાં નાંખી દે એવી રીતે બીજો લાડુ કુવામાં નાંખે પછી કળશ ભરી ઘેર વગર બોલે આવે ને રસોઇવાળા કોઠારમાં એકાંતમાં જગા શુદ્ધ કરી કળશનું સ્થાપન કરી દીવો કરી ધુપ કરવો. અને બાકી રહેલા ત્રણ લાડુ આગળ ધરવા. પછી જમાડે તો કદી પણ રસોઇ ખુટે નહિં. જથાશક્તિ પરમાર્થ.

---

## जमीननी अंदर दाटेलुं धन जाणवानो मंत्र.

ओम् श्री र्‍हीं क्लीं सर्वौषधी प्रणते नमो विद्ये स्वाहाः

### વિધિ.

કાળી ગાયનું દુધ અને કાળા કાગડાની જીભ એ બેને ભેળાં ઓટાવી જમાવે ને પછી તેનું ઘી કાઢી તે ઘીને ૧૦૮ વખત મંત્રીને આંખમાં આંજે; અથવા તેનો દીવો કરી તેની કાજળી કરી જે માણસ પગથી અવતરેલો હોય તેની આંખમાં તે કાજળી લગાવે તો જમીનની અંદર દાટેલું ધન તે જાણે. જથાશક્તિ પરમાર્થ.

---

## कर्यां कराव्यानो अगर शरीर रोग काढवानो मंत्र.

ओम् नमो जोम् अपर केश विकट मेष स्वंभ प्रति प्रहलाद राखे पाताल राखे पांच देवी जंघा राखे कालिका मस्तक राखे महादेवजीको इया पिंड प्राणको छोडे छेडे तो देव दाना भूत प्रेत डाकिणी शाकिणी गंडता पति जारी जुडी एक पहरुंदो पहरुं सांजको सवारको कीया करायाको उलट वाहिके पिंड पर पडे ईस पिंडकी रक्षा श्री नृसिंहजी करे गुरुकी शक्ति मेरी भक्ति शब्द साचा पिंड काचा फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

નવ વખત મંત્ર પઢી ઉંજણી નાંખે, અને દોરો કરી ધુપ દઈ હાથે બાંધે તો રોગીને આરામ થાય. જથાશક્તિ પરમાર્થ.

---

## पेटनी पीडानो मंत्र.

ओम् नमो स्याम गुरु पर्वत स्याम गुरु पर्वतमें वड वडमें कूवा कूवामें तीन सूवा कोण कोण सूवा वाय सूवा जहेर सूवा पीड सूवा भाज माजवे जहेर आई गाजती हनुमंत मार करेगा

भस्मंत गुरुकी शक्ति मेरी भक्ति शब्द साचा पिंड काचा स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

નવ દિવસ સૂધી હરરોજ નવ વખત પાણી મંત્રી પાય. જથાશક્તિ પરમાર્થ.

---

## महालक्ष्मी सिद्धी मंत्र.

ओम् नमो श्री शुक्के महा शुक्के कमल दल निवासे श्री महालक्ष्मी नमोनमः लक्ष्मी भाई सत्तकी सवाई आओ चेतो करो भलाई न करो तो सात समुद्रकी दुहाई रिद्धि सिद्धि खगे तो नवनाथ चोराशी सिद्धकी दुहाई गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

જ્યારે માણસ દુકાન ઉઘાડી બેડે એટલે ગાદી ઉપર બેસે તે વખત ૧૦૮ વાર આ મંત્રનો જપ કરે પછી વેપાર કરે તો લાભ થાય અને લક્ષ્મી વધે. જથાશક્તિ પરમાર્થ.

---

## जंगलमां रहेवानी रक्षानो मंत्र.

ओम् नमो अचल गुसांइ वन खंडे राव चोर न झंके वाघ न लाय सूते सर्प न घाले घाव खिण वाया खिण दाहिना फिर फिर वाया होइ

अवल गुसांइ समर्त्ता मेरी काया नाश न होई केशोरा इसदा सहाय तीन लोकको माखन खाई कीडा कांटा दिया वहाय अलेख अलेख बजरंगी सदा सत संगी ओम् स्वाहा. गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

ભેંસા ગુગળની ગોળી ૨૭ બોર જેવડી કરી ૧૦૮ વખત હરેક ગોળી મંત્રી દેવતામાં હોમે અને પછી નવ શનિવાર સાત વખત મંત્ર પઢી પઢીને પોતાના શરીર ઉપર ફુક મારે તો સાપ, વાઘ, ચોરની ધાસ્તી ન રહે. જથાશક્તિ પરમાર્થ.

---

## कामण आदि दोष जाणवानो मंत्र.

ओम् नमो दुग्ध दुग्ध धवलेश्वरी आदि मूल परमेश्वरी तोहि देखी बालक कंपे तरत बेठा राजा कंपे नरनको कलेजा कंपे आप चक्र फेरि दर चक्र स्थिर रक्ष रक्ष गोरखनाथ डाकिनी शाकिनी कुलदेव कामणादे प्रगास आई इह हंस प्रकाश दे स्वाहाः गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

સોળ દીવા તેલના કરવા અને તેની તળે સોળ નામ જુદાં જુદાં લખવાં. તે નીચે મુજબ. ૧ ડાકિની, ૨ શાકિની, ૩ ભુતની, ૪ પ્રેતની, ૫ જક્ષી, ૬ અગીત, ૭

પિતર, ૮ નારસિંહ, ૯ કામણ, ૧૦ કુળદેવી, ૧૧ જળદેવી, ૧૨ ક્ષેત્રપાળ, ૧૩ કાળા ક્ષેત્રપાળો, ૧૪ કર્મરોગ, ૧૫ શીતદોષ, ૧૬ મુંડી, એ સર્વ નામ લખી અનુક્રમે દીવા તળે મુકવાં; અને દીવા ઉપર કોરાં કુડાં ઢાંકવાં. મંત્ર ભણી ભણીને અડદના દાણા રવિવારને દિવસે મારે. જેનો દોષ હશે તે દીવો રહેશે અને બીજા દીવા ઓલાવાઇ જશે. એવી રીતે કામણ આદિ દોષ જાણવા. જથાશક્તિ પરમાર્થ.

---

## मारणनो मंत्र.

ओम् नमो आदेश गुरुको जळकी जोगणी पातालका नाग ऊठ अबीर जहां लगाऊ तहां दोडके मार दोडकर मार दुहाइ मुहम्मदा पीरकी तुर्कनीके पुतकी दुहाइ माला चक्रीकी स्फूरो मंत्र ईश्वरी वाचा, गुरुकी शक्ति मेरी भक्ति फट् स्वाहाः

### વિધિ.

અબીર ને ગુગળનો ધુપ દઇ પત્તામાં ધરી મોઢામાં રાખી પાણીમાં ડુબકી મારી સાંત વખત મંત્ર ભણે પછી બહાર નીકળે એટલે મંત્ર સિદ્ધ થશે. પછી તે અબીર દુશ્મનના મોઢા પર નાંખે. જથાશક્તિ પરમાર્થ.

---

## मारणनो मंत्र.

- ओम् नमो काल रुपाय अमुक भस्मि कुरु कुरु स्वाहाः फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિઃ

પ્રથમ શુદ્ધ થઈ એકાંત શુદ્ધ કરેલી જગામાં જઈ આસન બીછાવવા પછી સતાવીસ હજાર મંત્ર પઢે, ધુપ દીવો કરે તો મંત્ર સિદ્ધ થાય. પછી વિજયા અને રામરસ બેઉનું ચુરણ કરી દીવો કરી ધુપ દે અને ઉપર લખેલું ચુરણ દીવા આગળ ધરી ૧૦૮ વખત મંત્રી દુશ્મનને મારે તો દુશ્મન મરે. જથાશક્તિ પરમાર્થ.

---

## तावनो मंत्र.

ओम् श्रीकृष्ण बलभद्रश्च प्रद्युम्न अनिरुद्धया उषा स्मर्ण मात्रेण ज्वर व्याधि विमुच्यते फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

જે માણસને તાવ આવતો હોય તે માણસ આ મંત્રનો પાઠ કરે તો તાવ જતો રહે. જથાશક્તિ પરમાર્થ.

---

## आंखो दुखती मटावानो मंत्र.

आम् क्षां क्षुं क्षः क्षेत्र पालायनमः स्वाहाः गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा.

વિધિ.

૨૭ વખત વિભુતી મંત્રી નેત્રે લગાવે તો આંખો દુખતી મટી જાય. જથાશક્તિ પરમાર્થ.

---

## झेर ऊतारवानो मंत्र.

ओम् नमो गंगा गौरी दोय राणी टांकण मारी करे विष पाणी गंगा बांटे गौरा खाय अठारा भार विष निर्विष हो जाय गुराकि शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा. वाचा चुके उभो सुके.

### વિધિ.

રવિવાર અગર મંગળવારને દિવસે ૨૧ વખત મંત્ર પઢી ફુંક દે તો ઝેર ઉતરી જાય. જથાશક્તિ પરમાર્થ.

---

## वींछीनो मंत्र.

ओम् नमो क्योंरे वींछी तें तो काट्या गोद गिरी मुख चाप्यो में काट्याने पाणी पाऊं काट्यो ऊतर जाय उतरे तो ऊतारुं चढे तो मारूं नीकर गरूड मोर हंकारुं लंकासे कोट समुद्रकी खाई उतर बींछी जती हनुमंतको दुहाई गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

૨૧ વખત મંત્ર પઢી પાણી મંત્રી જમીન પર ઢોળે તો વીંછી ઉતરી જાય. જથાશક્તિ પરમાર્થ.

---

## सर्पना झेरनो मंत्र.

ओम् नमो आदेश गुरुको धर्म गुरु महेश्वर सिमि अब कायकी पाणी पियाले अब कोई

होउ निर्विष न होऊ बोलीका हार आज्ञा गुरु गोविंदकार कोटी आज्ञा गुरूकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा,

### વિધિ.

કોરા ઘડામાં શુદ્ધ થઈ પાણી ભરી લાવવું પછી આ મંત્ર ભણી જેને સર્પ કરડયો હોય તેને પાણી છાં- ટવું એમ કરવાથી સર્પનું ઝેર ઉતરી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## शुळनो तथा कंठमाळनो मंत्र.

ओम् नमो आदेश गुरुको वायु उतरा खाडका माडका पोटच्या पोटशुळच्या धांवरे डिवर गळ- याच्या गंडमाळा जिरो गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा सतगुरु शब्द साचा.

### વિધિ.

ગળીએલ કાળો દોરો લઈ તેને પાંચ તાંતણા એકઠા કરી એક ગજ લેવો પછી તેને આ મંત્ર ભણી ગાંઠ વાળવી એવી રીતે સાત ગાંઠ વાળવી. પછી તેને ધુપ દઈ જમણે હાથે બાંધવું અગર શુદ્ધ થઈ કુવામાંથી તાંબાના પાત્રમાં જળ ભરી લાવી તે પાણી સાત વખત મંત્ર ભણી પેટ ઉપર ચોળવું તેથી આરામ થશે. એ પ્રમાણે નવ દિવસ કરવાથી પેટનું શુળ તથા કંઠમાળા મટી જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## हडकाया कुतराना झेरनो मंत्र.

ओम् नमो आदेश गुरुको कामरूदेश कामाक्षा देवी ज्हां वसे ईस्मायल योगी इस्मायल योगनि पाळी कुत्ती दश काळा दश काबरी दश पीळा दश लाल इनको विष वीर हनुमंत हरे रक्षा करे गुरु गोरख बाल गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

હાથમાં વિભુતી શુદ્ધ થઇ લેવી, પછી આ મંત્ર ભણી તે વિભુતી કરડેલા ભાગની પાછળ આંકવી. એવી રીતે એકવીસ વખત કરવું. એ પ્રમાણે દિન સાત કરવું એટલે આરામ થઇ જશે. જથાશક્તિ પરમાર્થ.

---

## पैसौ ऊडाववानो मंत्र.

ओम् नमो आदेश गुरुको हनुमंत वीर हुवा चलरे पैसा रूखा बिरखा तेरा त्रासा सबकी दृष्टी बाधी दे मोहि मेरा मुख जोवे सबका यबाद करता बादी रोवै भरी सभामें मोहिबी गोये गुरुकी शक्ति मेरी भक्ति स्फुरो मंत्र ईश्वरी वाचा.

### વિધિ.

રસ્તાની ચપટી ધુળ લઇ સાત વખત મંત્ર ભણી પૈસા ઉપર મારે તો પૈસો ઉડી જાય. જથાશક્તિ પરમાર્થ.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

# ભાગ ૨ જો.

## ચમત્કારીક પ્રયોગ—તંત્ર

### કાગળપર લખેલા દસ્કત ઉરાડવા વિશે.

નોસાગર, સુહાગો, અને સીંદુર એ ત્રણ ચીજને સરખે ભાગે લઈ તેને વાટી અંદર પાણી મેળવી દસ્કત લખવા પછી તે કાગળ તડકે સુકવવાથી દસ્કત ઉડી જશે ને કાગળ કોરો દેખાશે.

### લીંબુનો રસ ઉરાડવા વીશે.

એક શીશીમાં લીંબુનો રસ ભરી તેમાં થોડી પીળી કોડીની ભસ્મ નાંખવી અને આંગળીથી શીશીનું મોં બંધ કરવું એટલે તેમાંનો રસ ઉડી જશે.

### પાણીનું દુધ.

ઊંચી ઝીણી મલમલનો કકડો એક ગજ લેઈને ભેંસના દુધમાં બોળી છાંયડે સુકવવો. એવી રીતે પચીસ વખત દુધમાં બોળી સુકવવો. પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે પાણીમાં તે કકડો ધોવો એટલે પાણીનું દુધ થયેલું જણાશે.

### શીસામાં અંગાર દેખાય.

સારા ઉંચા બ્રાન્ડીના શીસામાં થોડો ગંધક નાંખીને તે શીસાને અંધારામાં મુકવો. એટલે શીસો દેવતાથી ભરેલો દેખાશે ને તેને હાથમાં લીધાથી દઝાશે નહીં.

### ઉછળતું લીંબુ.

પારો તથા નવસાગર સરખે વજને લેઇ એક લીંબુમાં

લીંબું કાણું પાડી તેમાં ભરવું પછી તે લીંબુને તડકે મુકવાથી પટોપટ ઉછળવા માંડશે. જોનાર લીંબુમાં ભુત ભરાયેલું જાણી આશ્ચર્ય પામશે.

## દેવતા વીના ધાણી શેકાય.

જુવારને થુવેરના દુધના સાત પટ આપીને તડકે સુકવી રાખવી. પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે તે જુવારને કપડામાં કે સુપડામાં નાંખી થોડી હોવાની આંચ સાથે ઉછાળશો તો તરત ધાણી ફુટશે.

## મેથીની ભાજી ઉગાડવાની રીત.

પ્રથમ મેથીને ચણાના ખારમાં ભીંજાવી સીલે સુકવવી. એવી રીતે પંદરવાર પટ દઇને છાંયડામાં સુકવી રાખવી, જ્યારે ખેલ કરવો હોય ત્યારે થોડી મટોઠી તથા છાણુ પાથરી પાણી છાંટી તેમાં મેથીની ભાજી તૈયાર થઈ નીકળશે.

## પાણીમાંથી કોરી રેતી કાઢવી.

જુની ઇંટને ખાંડી તેને દીવેલનું મોયણ દેવું અને તેને કલેજામાં નાંખીને શેકવી પછી તેનો ડબો ભરી રાખવો. બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે મુઠી ભરી પાણીમાં નાંખીએ તો તેને બીલકુલ પાણી લાગશે નહીં ને કોરીની કોરી રહેશે.

## કોયલા બતાવી મીઠાઈ આપી.

પ્રથમ ખેલ કરનાર જ્યારે એ ખેલ કરવા માંડે છે ત્યારે એક થાળીમાં કોયલા ભરી લાવે છે અને બધાને બતાવે છે પણ તે કોયલાની નીચે રેવડી, સાકરીયા ચણા,

પીંપરમીટ એવી એવી મીઠાઇ થોડી થોડી સંતાડી રાખે છે પછી કોયલાના વાસણપર કપડું ઢાંકી તળેની મીઠાઇ કાઢી લોકોને આપે છે. જોનારમાંથી વેહેમાઈ તેને કોઇ પીર સાધ્યા છે એમ ગાની શાબાશી આપે છે.

## દોરો બળે પણ વીંટી ન પડે.

મીઠાના પાણીમાં દોરાને બે ચાર વાર પલાળીને સુકવવો પછી તેને છેડે વીંટી બાંધી તેને ઉંચો ટાંગવો બાદ તે દોરાને સળગાવશો તો દોરો બળી જશે પણ વીંટી પડશે નહીં. સંભાળ એટલી રાખવી કે તે વખતે દોરો હાલે નહીં.

## વીંછી ઉત્પન્ન કરવા વિશે.

ગધેડાનું મુતર શેર પાંચ, તથા ભેંસનું છાણ, બાજરીનો લોટ, ખજુરીનાં જાલાં, ને પીલી મટોડી, બધાને એક ઠીકરાના વાસણમાં ભરવું, અને લુગડે વતી તે વાસણનું મોં બંધ કરી રાખી મુકવું. પછી ત્રીજે દહાડે તે ઉઘાડયાથી સેંકડો વીંછી અંદર દેખાશે.

## પાણીનું લોહી.

એક કાચના વાસણમા પાણી ભરવું પછી બધા લોકોને બતાવવું કે જુઓ આ પાણી છે. એમ કરી તેના પર તે વાસણ ઢંકાઇ રહે તેટલો રૂમાલ મુકવો. રૂમાલ ઢાંકતીજ વખતે વીલાયતી લાલ રંગનો કકડો ચાલાકીથી તે વાસણમાં નાંખી દેવો બાદ થોડી વારે વાસણ ઉઘાડયાથી પાણી લાલ લોહી જેવું જણાઇ આવશે.

## બે આની ઉરાડવા વીશે.

પ્રથમ બે આની હથેલીમાં લેઇ લોકોને બતાવવી કે જુઓ આ બે આની છે તેને હું ઊરાડી મુકું છું, પછી મુઠી વાળવી. પણ મુઠી વાળતા પેહેલાં વચલી આંગળીને પાછળથી નખ ઉપર મીણ ચોટાડી રાખવું, કે જેથી મુઠી વાળવી. તે જરા ચાંપીને વાળવી કે બે આની મીણ સાથે લગી જાય પછી મુંઠી ઉઘાડી રાખવાથી બે આની ઉડી ગયેલી જણાશે.

---

## છાતીપર પથ્થર ભાંગવો.

એક પથ્થર આશરે દશ શેરના વજનનો લેઇ તેને કોયલાની ભઠીમાં ઘાલી ખુબ તપાવવો પછી તેને પાણીમાં મુકવો એવી રીતે બે ત્રણ વખત પથ્થર પકવવો બાદ જ્યારે ખેલ કરતો હોય ત્યારે એક માણસને ચતો સુવાડવો, પછી જાડી બનાત યા સેતરંજીની દસ ગડી વાળી તે ઉપર પથ્થર મુકવો બાદ તેના પર ધીમેથી હથોડા મારવાથી પથ્થરના ચુરેચુરા થઇ જશે ને માણસને કશી પણ ઇજા થશે નહીં.

---

## જાદુઇ દેવતા.

એક લોઢાના પત્રા ઉપર થોડો સુરોખાર નાંખીને તેના ઉપર ગંધકના પુલ છાંટશો તો તે પોતાની મેળે બળતાં થશે પણ એ પ્રયોગ કરતી વખતે ગંધકનો ધુમાડો મોંમાં ન જાય તે સભાળ રાખવી.

---

## દેવતાથી કાગળ ન બળે.

એક લોઢાનો સળાયો દોઢ ઇંચ જાડો લેવો અને તેના

ઉપર કાગળ વીંટાળીને સ્પીરીટના દીવા ઉપર ધરવો જેથી કાગળ બીલકુલ બળશે નહીં.

## લીંબુમાંથી લોહી કાઢવું.

એક લોઢાના ચપ્પુ ઉપર કપાસના ફુલનો રસ ચોપડી સુકવવું. એવા ત્રણ ચાર પટ દઇ સુકવ્યા પછી તે ચપ્પુથી લીંબુ કાપશો તો અંદરથી લોહીના જેવો પદાર્થ નીકળશે. જેમ ચપ્પુને વધારે પટ દેશો, તેમ વધારે લીંબુના પ્રયોગ કરવાને સમર્થવાન થશો.

## રૂપાનું ઝાડ ઉગાડવાનું.

એક શીશામાં આશરે ચાર ડ્રામ નાઇટ્રેટ ઓફ સીલ્વર નાંખી તેમાં પ આંઉસ વરસાદનું પાણી ભરી એક આંઉસ પારો નાંખો. પછી સીસાને એકાંત જગાએ રાખો કે જેથી તે હાલે નહીં. એટલે તુરંત તમને થોડા વખતમાં સુંદર ઝાડ દેખાવ આપશે.

## થાળીમાં સોયો નચાવવી.

એક થાળીમાં સોય નાંખી પછી તે થાળીની નીચે લોહચુંબક ફેરવશો તો થાળીમાં સોયો દોડાદોડ કરી મુકશે.

## પાણીમાં સોય તરાવવી.

એક કાચના ગ્લાસમાં ટોચ સુધી પાણી ભરવું બાદ તે પાણી સ્થીર થાય કે તેમાં એક ઝીણી સોય આડી મુકવી. તે જ્યાં સુધી પાણી હાલશે નહીં ત્યાં સુધી તર્યા કરશે.

## પગે પાવડી ચોંટાડવી.

પ્રથમ પાવડીને બાવળના ગુંદરનું જાડું પડ ચોપડી મુકવી દેવી. બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે પગ ધોઈને પાવડીપર જોરથી દબાવી ઉભા રહેવું કે તુરતા તુરત પાવડી પગે ચોંટી જશે બાદ તમે જેમ જેમ ચાલતા જશો તેમ તેમ પાવડી મજબુત ચોંટતી જશે ને લોકો અજાયબીમાં આંધળા થશે.

---

## પાણીમાં ભડકા.

પોટાસીયમ નામનો ધાતુ પાણીમાં નાંખે તો પાણીમાં ભુતના જેવા ભડકા માલમ પડશે.

---

## ઝાડપર દીવા દેખાડવા.

ફોસફરસ, વીથ, ઇથર, એ નામની અંગ્રેજી દવાઓ આવે છે તેને લાવીને પીચકારીમાં ભરી ઝાડ પર છાંટે તો ઝાડ પર દીવા દેખાય.

---

## મોંઢામાંથી ભડકા કાઢવા.

થોડો ફોસફરસ લઈ તેને આંબાની ગોટલીમાં કાણું પાડી ભરવો અને પાછળથી સોય વતી ઝીણા વેહ પાડવા. આવી રીતની બનાવેલી ગોટલી મોંમાં રાખી બહારની ફુંક મારવી એટલે ભડકા થશે. પણ એટલું યાદ રાખવું કે ગોટલીમાં પ્રથમ ભીનું કપડું મુકી ફોસફરસ ભરવો.

---

## શીશામાં ઇંડુ ઉતારવાની રીત.

પેહેલાથી મરઘીના ઇંડાને દરાખના સરકામાં બોળી

મુકવું અને તે નરમ થાય એટલે શીશામાં ઉતારી તેમાં પાણી નાંખવું.

## શીશામા દુધીની તુમડી ઉતારવી.

પ્રથમ એક પોહોળા મોંઢાની બાટલી લઈ દુધીના તુમડાનું ચારૂં તે બાટલીના મોંમાંથી અંદર ઉતારી મુકવું. જ્યારે મોટું થાય એટલે ડીંટુ તોડી નાંખવું.

## વગર દેવતાએ ચાહા કરાવો.

પ્રથમ એક સાંકડા મોંના વાસણમાં ચુનો ભરવો. અને પછી તે વાસણમાં પાણી રેડવું અને તેના પર ચાહા-દાની, ચાહા તથા પાણી મુકીને તે વાસણપર મુકવી એટલે વગર દેવતાએ ચાહ ગરમ થશે.

## અગ્નિમાં હાથ નહિં બળે.

નોસાર તથા કપુર એ બન્નેને પાણીમાં વાટી હાથે લેપ કરે પછી દેવતા પકડે તો બળે નહીં.

## ગુલાબને સફેદ કરવું.

ગુલાબનું ફુલ લેઇ તેને લાકડીયા ગંધકનો ધુમાડો આપશો તો ફુલ સફેદ થશે અને પાણીમાં નાંખશો તો પાછું લાલ થઈ જશે.

## લુગડાં નહીં બળે.

સ્પીરીટમાં થોડા કપુર મેળવીને તેમાં કપડું બોળીને સળગાવી મુકે તો લોક જાણે કપડુ બળી ગયું પણ કપડું બળતું નથી.

## કાચ ખાવાની રીત.

પ્રથમ કાચની [illegible] કકડા અગ્નિમાં નાંખી [illegible] રસમાં ભીંજવી મુકવા પછી યુક્તિથી ચાવવા.

---

## રૂપીઓ ઉરાડવો.

પ્રથમ એક ડબ્બો એવો કરાવવો કે જેમાં બે ખાનાં હોય પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક ખાનામાં રૂપીઓ મુકવો ને બીજું ખાલી રાખવું. પેહેલાથી રૂપીઆ-વાળું ખાનું બતાવી પછીથી ખાલી ખાનું ઉઘાડયાથી લોકો અજાયબ થશે.

---

## પાણીમાં કોયલાનો ભુકો નાંખી માંછલી ઉત્પન્ન કરવી.

માંછલીના ઈંડાને કોયલાના ભુકામાં મેળવી રાખવા અને જ્યારે ખેલ કરવો હોય ત્યારે તે ભુકાને પાણીમાં નાંખવાથી થોડા વખતમાં પાણીમાં સેંકડો માંછલીઓ ઉત્પન્ન થએલી જણાઇ આવશે.

---

## શરીરમાં છરી ભોંકવાની રીત.

પ્રથમ છરી એવી કરાવવી કે તે છરીનો હાથો પોલો હોય અને તે છરીને પાના સાથે અંદરની બાજુથી ચાંપ હોય. જ્યારે તે છરી શરીરના કોઇ પણ ભાગમાં મારવી હોય ત્યારે પેલી ચાંપ જરા પાંછળથી ખેંચી લેવી એટલે છરીનું પાનું હાથામાં જતું રહેશે, અને જ્યાં છરી મારશો ત્યાં ઇજા નહીં થતાં માત્ર લોકોને અજાયબ કરી ચોટી જશે.

---

## પાણીમાં બળતું કરવું.

એક સાકરનો કટકો લેઇ તેના પર થોડો ફોસફરસ લગાડો અને તેને એક પાણી ભરેલા વાસણમાં નાખો એટલે સુંદર બળતું દેખાશે પણ ફોસફરસ વાપરતાં સાવચેતી રાખવી.

---

## અખંડ દીવો બાળવો.

સમુદ્રફીણને તથા ગંધકને વાટીને દીવેટમાં ઘાલી તેલના કોડીયામાં તે બતી મુકી દીવો કરે તો તે ગમે તેવા પવનમાં પણ હોલવાઇ જશે નહીં.

---

## રૂમાલમાં ઘડીઆળ ગેબ કરવી.

બે રૂમાલ એક જોડાના લયો, અને તેને ચારે ગમથી એવી ઝીણી સીતણીથી સીવો કે કોઇને માલમ પડે નહીં કે આ રૂમાલ સીવેલો છે. પછી એક રૂમાલમાં વચ્ચોવચ ઘડીઆળ જાય એવું કાણું પાડવું. પછી જયારે ખેલ કરવો હોય ત્યારે રૂમાલ પાથરવો તેમાં ચતુરાઇ એ રાખવી કે કાંણાવાળા ભાગને નીચે રાખવો. પછી ઘડીઆળ લઈ રૂમાલની નીચે મુકવું બાદ ફરી ઘડીઆલ લઇ રૂમાલને નીચે મુકવાને બાને ધારેથી રૂમાલમાં સેરવી ઝડપથી રૂમાલને ઉચકી જે ખુણામાં ઘડીયાળ જાય તે ખુણાને ચાલાકીથી પકડો એટલે કોઇ જાણશે નહીં. આ રૂમાલમાં બીજા ખેલો પણ ચાલાકીથી કરી શકશો.

---

## વીંટીનો રૂપીઓ ચેક થાય.

પેહેલાથી એક રૂમાલને છેડે રૂપીઆને એવી રીત બાંધો કે જયારે તમે છોડવા માંગો ત્યારે સહેલાઇથી છુટી શકે. પછી બે માણસને બોલાવો અને રૂમાલની અંદરનો

રૂપીઓ પકડાવી રૂમાલને ગાંઠ બાંધી દો અને બીજા માણુસના હાથમાં વીંટી આપો અને તે વીંટી આપતી વખતે તમે બાંજે એક રૂપીઆ હથેલીમાં છુપાવી રાખો. વીંટી તે માણુસના હાથમા આપી રૂમાલની ગાંઠ બાંધતી વખતે હળવેથી રૂપીઓ ભેગો બાંધી દો અને પ્રથમ રૂપીઆવાળા પાસેથી રૂમાલ છીનવી લો ને ખુબ ચાલાકીથી કોઈ ન જાણે તેમ રૂપીઆ છોડી લઇ સંતાડી દો. પછી પેલા બીજા માણુસ પાસે રૂમાલ લેઇને હલાવો એટલે વીંટીને રૂપીઓ એકઠા થઈ જશે.

## પાણીનું દુધ બનાવવું.

પાણીની અંદર થોડો લેટ ઓફ સ્યુગર નાંખવું, અને તેને જરાવાર હલાવવું એટલે પાણીનો રંગ બદલાઇને દુધ જેવું થશે પણ એ કોઈને પીવા દેવું નહીં. કારણ કે એ પાણી ઝેરી છે. માટે ખુબ સંભાળ રાખવી.

## અડદના દાણા નાંખી વાસ સળગાવવું.

ફોસફરસની ઝીણી કકડીઓ કરી પછી તેની સાથે થોડા અડદના દાણા ભેળી ઘાસની પુળીઓમાં ફેંકવાથી થોડી વારમાં પુળીઓ સળગી ઉઠશે.

## ચારણીમાં પાણી ભરવું.

મોટા વેહેવાળા ચાલણી લઈ તેને ગુંદાના ચીકણા રસથી લીંપી છાંયડામાં સુકવવી એવી રીતે બે ત્રણ વખત કરી તૈયાર કરેલી ચારણીમાં પાણી ભરવાથી બીલકુલ પાણી બહાર જશે નહીં ને જોનારા અચંબો પામી તમને સારી શાબાશી આપશે.

## શીકાર મરે પણ ઘા ન દેખાય.

બંદુકમાં પારાની ગોળી ભરીં લુગડાનાં ગડમાં રહીને જો બંદુક મારે તો શીકાર મરી જાય પણ તે શીકારને કઇ જગોપર ઘા વાગ્યો છે તે જણાય નહી.

---

## બંદુકની ગોળી પકડવી.

જયારે ખેલ કરવો હોય ત્યારે એક દારૂની ગોળી તઇયાર કરવી અને એક શીશાની ગોળી તઇયાર કરવી પછી બંદુક ભરતી વખતે પેલી શીશાની ગોળી બતાવી તેને બદલે લોકોની નજર ચુકાવી પેલી દારૂની ગોળી અંદર નાંખવી. પછી બીજા આદમીના હાથમાં બંદુક આપી પોતે સામી બાજુપર જવું અને પછી બંદુક ફોડવાની રજા આપવી. તે બંદુક ફોડે કે ગોળી પકડવાના ચાળા કરી ગોળી બતાવવી ને કહેવું કે જુઓ આ ગોળી મેં પકડી.

---

## ગુલાબનાં પુલ કાઢવાં.

ગુલાબનાં અથવા બીજી કોઇ પણ જાતનાં ફુલ કાઢવાં હોય તો તે જાતનાં પુલ તમારે તમારી પાસે છુપાવી રાખવાં અને જરૂર પડે ત્યારે ચાલાકીથી કોઈ ન જાણે તેમ તે છુપાવેલાં ફુલ કાઢવાં. પણ હુંશીયારી રાખવી કે તમે તે કયાં છુપાવ્યાં છે તે કોઇ જાણે નહીં.

---

## ચાર રાજા જોડે રાખવા.

ગંજીફાના બાવન પત્તામાંથી ચાર રાજા જુદા કહાડો, બાદ એક રાણી કાઢો ને પછી એક ગુલામ કાઢો. તે પહેલાં તમારે ત્રણ ફાલતું પત્તાં વધારે રાખવાં હવે તમે તે ચાર રાજાનાં એકમેક મોં જણાય તેમ ઉઘાડાં રાખી છેક નીચે ત્રણ પત્તાં રાખો. પછી કોઇ અજાણ્યા માણસ પાસે બાજી

ચીપાવો. ને તેની થોક મુકી એક બાજુ રાણી તથા એક બાજુ ગુલામ મુકો. પછી તમે તમારા હાથમાંના રાજા બાજીપર મુકી લોકોને ધ્યાન રાખવાનું કહો. હવે તમે એક પતુ ઉધું ઉપાડી લોક કહે તેમ તે જગાએ મુકો એવી રીતે ત્રણ પત્તાં મુકયા પછી ચોથા રાજાને પકડાવવો. બાદ તેને ઠપકો દેઇ પેલા ત્રણ બાદશાહને પકડી લાવવાનું કેહેવું ને તેને બાજીપર મુકી ત્રણ ફુંકો મંત્ર ભણતાં હોઇએ તેવી રીતે હોઠ હલાવી મારવી. પછી એકેકું પતું ઉપાડશો તો ચારે બાદશાહ જોડે નીકળી આવશે.

---

## પત્થરપર પૈસો ચોંટાડવો.

મરાઠી ભાષામાં ટટી નામની વસ્તુ ઓળખાય છે. તેનો સફેદ ભુકો પથ્થરપર મુકીને તેના પર પૈસો મુકવો. પછી તેના પર પથ્થરનો ઘા મારવો એટલે પૈસો સજ્જડ ચોંટી જશે, પણ ભુકો મુકતી વખતે જોનારને જણાવવું જે એ મંત્રની ભુકી છે.

---

## લોટાપરનું લુગડું ન બળે.

એક મોટો લોટા ઉંધો મુકીને તે ઉપર લુગડું ખેંચીને બાંધવું તે એવી સફાઇથી કે એક પણ કરચોલી રહે નહીં પછી તેનાપર દેવતા મુકી ફુંક મારીએ તો પણ લુગડુ બળતું નથી.

---

## દીવા વીના અજવાળું.

એક નહાની શીશીમાં ફોસફરસની એક કરચ નાખવી. પછી તેને ત્રીજા હીસ્સા જેટલી ઉકળતા જળપાઈના તેલથી ભરીને મજબુત બુચ મારવો ને પછી રાતની વખતે ગમે

ત્યારે તેનો મુખ ઉઘાડીએ ત્યારે તેમાંથી એટલું અજવાળું પડશે કે ઘડીઆળ પરના ટાઈમ જોઈ શકાશે.

---

## ખોટું સોનું બનાવવાની રીત.

સોળ ભાગ પ્લાટીના નામની ધાતુ, તથા સાત ભાગ ચોખ્ખું ત્રાંબુ, એક ભાગ ચોખું જસત, એ ત્રણે જાતની ધાતુને પીગળાવવા જ્યાં સુધી ધાતુઓ પીગળે નહીં ત્યાં સુધી તપાવવી. પછી જ્યારે પીંગળીને એકઠી થઈ જાય ત્યારે ઉતારી લઇ તેને ઠરવા દેવી એટલે સેનાના જેવી ને તેવીજ ભારે ચળકાટ ભરી ધાતુ તૈયાર થઇ જશે.

---

## કાગળપર દોડતો અગ્નીદેવ.

હળદરમાં ભીજવેલા કાગળનો એક કટકો લેવો ને તેની ઉપર પોટસિય એક કરચ નાંખવી કે તે કરશે કાગળ પરના પાણી સાથે મળશે તેવીજ બળી ઉઠશે ને જાણે પાણીની શોધમાં હોય તેમ કાગળપર ઘુમ્યા કરશે.

---

## બત્તીને બુજવી પોતાની મેળે સળગાવવાની રીત.

એક વાસણમાં થોડો ગંધક નાખી પીગળાવવો, પછી તેમાં ગંધકનો અર્ધો ભાગ સુરોખાર નાંખી એક રસ કરવું અને તેમાં રૂની દીવટ કરી ભીંજાવવી, પછી તેને સુકાવા દેઇ એ દીવટને સળગાવી બુઝાવશો તો પણ તે પોતાની મેળે સળગી ઉઠશે.

---

## રૂમાલ ઉપર છુપી વાત લખવા વિષે.

પ્રથમ ચોખ્ખું પાણી લઇ તેમાં ફટકડી ઓગાળવી પછી તે પાણીથી સફેદ રૂમાલ ઉપર કાંઇ પણ છાની વાત હોય તે લખવી. આ અક્ષરોને સુકાવા દેવા. સુકાયા પછી

તે બિલકુલ દેખાશે નહિ. પછી તે લખેલું વાંચવું હોય ત્યારે તે રૂમાલને પાણીમાં બોળી કાઢવો. એટલે પેલો રૂમાલ બધો ભીંજાઇ જશે. અને ફટકડીના પાણીના લખેલા અક્ષરો સાફ કોરા જણાશે. તેમજ કાગળ ઉપર પણ જો લખે તો કાગળ પણ ભીંજવ્યા સિવાય વંચાય નહિ માટે તેને પણ ઉપર મુજબ કરવું.

## હળદરમાંથી કંકુના જેવો રંગ બનાવવા વિષે.

હળદર બારીક કરી તેમાં પાણી અને ચુનો મેળવશો તો કંકુના જેવો રંગ થશે.

## પાણીને રંગવાળું કરવું તથા તેને પાછું રંગ વિનાનું કરવા વિષે.

જયાં સુધી પાણી રંગવાળું ન થાય ત્યાં સુધી તેમાં મોરથુથુ નાંખ્યા કરવું. અને ત્યાર પછી થોડો એમોનીયા સુરોખાર નાખવો એટલે આ મેલવણીથી બહુજ ઘેરો આસમાની રંગ થશે. અને વળી તેમાંજ થોડો ગંધકનો તેજાબ, થોડોજ કોસ્ટીક એમોનીયા નાંખશો એટલે પાછો રંગ ઉઘડશે. આ રીતે રંગ બનશે તથા જતો રહેશે.

## અગ્નિ બુઝાવવા વિષે.

ઘોડાનો નખ ગુગળના પાણીમાં ભીંજાવી સળગતા અગ્નિમાં નાખે તો અગ્નિ બુઝાઇ જાય.

## માણસને માંકડું (વાંદરૂ) બનાવવા વિષે.

કોઇ માણસની મશ્કરી કરવી હોય તો તેને કહેવું જે તમારો અવતાર માંકડાનો છે. ત્યારે તે ના કહેશે. પછી

તેને કહેવું જે તમારૂં મોહુ દરપણમાં જોઈ લો. એમ કહી દરપણ આપી તેને જોવા દેવું. પછી તેને કહેવું કે જુઓ કેવું કાળું દેખાય છે. તે કહેશે કે ના એતો જેવું છે તેવું જ છે, ત્યારે કહેવું કે ઠીક છે. પછી તેને કહેવું કે ઠીક, ત્યારે હું જ્યાં સુધી કહું ત્યાં સુધી તારી આંખો બંધ કરી રાખ. હું તને અડકયા સિવાય તારૂં મો તથા હાથ કાળા કરી દેખાડું. એમ કહી તેની આંખો બંધ કરાવવી. પછી એક થાળી દીવે ધરી તળે મેસ પાડવી ને થાળીમાં પાણી ભરી થાળી તે માણસના હાથમાં આપી ફેરવવાને કહેવું એટલે તે ફેરવવા માંડશે એટલે ચોટેલી મેસ તેના હાથે લાગશે. પછી પેલી થાળી તેના હાથમાંથી લઇ લેવી અને પછી તે હાથ તેના મોઢે ફેરવવાને કહેવું તો તેનો ચેરો માંકડાના જેવો કાળો માલુમ પડશે.

## વીષ વીહારણ તંત્ર.

### સર્પ કરડયો હોય તેનો ઉપાય.

વાંઝીયા કંટાલાનો લીલો કંદ લાવી સરપે ડંખેલા માણસને આશરે બેથી ત્રણ તોલા સુધી ખવરાવવો, ને એજ કંદ ગાયના મુતરમાં ઘસીને ડંખ ઉપર લેપ કરવો એટલે સાપનું ઝેર ઉતરી જશે. આ કંદ કાંઇ હરેક વખતે મળી શકતો નથી. માટે ચોમાસામાં ખાતરીદાર માણસ પાસે મંગાવીને તેના ચાર પાંચ તોલા જેવડા કટકા કરીને માટીની કુંડીમાં ગાયનું અથવા બકરાનું મુતર નાંખી તેમાં એ કકડા સુરજના તાપમાં સાત દહાડા રાખીને તેને સુકવી રાખવા. પછી જ્યારે ખપ પડે ત્યારે ઉપયોગમાં લેવા. આ ઉપાય ખાત્રીદાર છે.

## સાપનો ઇંગરેજી ઉપાય.

સાપે ડંખ કીધેલી જગ્યાપર "લ્યુનાર કાસ્ટીક" એટલે કાટીખાર એક મીનીટ સુધી ઘસવાથી સાપનું ઝેર ઉતરી જશે. "અથવા લાઇકર એમોનીયા" યા નવસાગરના અરકમાં લુગડાની ઘડી ભીંજવીને ડંખપર મુકવી તેથી પણ ઝેર ઉતરી જઇ જરા શાંતી મળશે.

---

## વીંછીના ઉપાય.

કોઇ પણ જાતનો પીવાનો જલદ દારૂ પાશેર લેઇ તેમાં બાર તોલા વાટેલું મીઠું નાંખી ને ઓગળી જાય ત્યારે લુગડાની ઘડી વાળીને તેમાં ભીંજવીને ડંખપર મુકવી અને વારે વારે દારૂનાં ટીપાં તેપર પાડવાં તો ઝેર થોડીવારમાં ઉતરી જશે. પણ જો કોઇ યા જણનાં આંગળામાં કરડયો હોય તો ઉપલી મેળવણીમાં તે આંગળાં બોળી રાખવાં આ ઇલાજ સેહેલો ને ગુણકારક છે.

બીજો—રાતા કણેરના તાજા મુળીયાં અને કાળાં મરી એ બેને પાણીમાં વાટીને ડંખ કીધેલી જગ્યાપર લેપ કરવો, એટલે ઝેર ઉતરી આરામ થશે.

---

## ઉંદરનો ઉપાય.

ગીઓટાના ઝાડનાં કુમળાં પાંદડાનો રસ કાઢીને આશરે બે તોલા લઇને તેમાં ચોખું મધ એક તોલો મે ળવીને સવારના તથા સાંજના બેઉ વખત પીવું એ પ્રમાણે સાત દીવસ સુધી બેમે વખત તાજુ બનાવીને પાવું. તથા તે સાત દીવસ સુધી ઘી, ભાત અને તુવેરની દાળ અગર મગની દાળ એટલાં વાનાં ખાવા, બીજું ખાવું નહીં.

---

## ઉંદરનો ઉપાય બીજો.

ડંખ કીધેલી જગ્યાપર બીલાડીનું હાડકું અથવા દાંત પાણીમાં ઘસીને ત્રણ દહાડા લગાડવાથી ઝેર ઉતરી જશે. અથવા ચુલાપરનો ધુમાસો, મજીઠ, અને સિંધાલુણ એમાં થોડુ પાણી નાંખીને ડંખપર લેપન કરવો, એટલે ઝેર ઉતરી આરામ થશે.

---

## ગીલોડી [ઘરોળી]નો ઉપાય.

સુંઠ, મરી, પીપર, કરંજના બીજ, આંબા હળદર, કવચના બીજ, બાવચી અને હળદર સરખે ભાગે લેઇને પાણીમાં વાટવાં બાદ ત્રણ દીવસ સુધી શરીરપર ચોપડવાં. ઉપાય બીજો—મજીઠ, હરડાં, બેડાં, આમળાં, કડુ, હલદર, દારૂહલદર, ઉપલેટ, ધમાસો, ને ઇંદ્રવરણાના મુલીયાંને સરખે વજને અધખોખરૂં કરીને ત્રણ શેર પાણીમાં ઉકાલવું ને પાણી શેર રહે સીસામાં ભરી રાખવું. તેમાંથી ત્રણ દીવસ સુધી સાંજ સવાર પીને પુરૂ કરવું. એ પીધાથી શરીરમાંથી ઝેર નીકળી જશે.

---

## કાનખજુરાનો ઉપાય.

કંટાલાના થોરાના દુધમાં પીપર ઘસીને ચોપડવી. બીજો–જ્યાં ડંખ હોય તે જગ્યાપર ગુગલના ધુપનો ધુમાડો દેવો. ત્રીજો–નવસાગર વાટીને ચોપડવો.

---

## વશીકરણ.

સીંદુર, કંકુ, તથા ગોરોચન તે સઘળાને ખાંડી તેનો ચાંલો કપાળે કરવાથી જોનાર લોકો વશ થાય.

---

કળીચુનો લઇ તેમાં પાણી રેડી ચુનાનું પાણી કરવું ને પછી તેને ઠરવા દેવું પછી ઉપરથી નીતરતું પાણી કપડાથી ગાળી લેવું પછી તે પાણીને એક નળીથી ફુંક મારશો તો તે પાણી થોડા વખતમાં દુધ જેવું બનશે.

---

## ચોખ્ખું જસત બનાવવા વિષે.

એક રતલ સીસું ને પાંચ રતલ કલાઇ એ બેને એ-કઠાં મેળવી ગાળ્યાથી ચોખ્ખું જસત બને છે.

---

## નાળીએર પોતાની મેળે ફુટવા વિષે.

આકડાનું અથવા થોરનું દુધ લાવી તેના, નાળીએરનાં છોતરાં કાઢી નાંખી તેના વચલા ભાગે ગોળાકારે લીટા સાત વખત કરવા પછી તેને તડકે સુકાવા દેવું. એટલે પછી નાળીએર પોતાની મેળે ફુટી જશે.

---

## કાચા માટીના ઘડામાં ભરાઇ રહેવા વિષે.

માટીના કાચા ઘડાને કુંવરના પાઠાના રસના સાત પુટ દેવા પછી તેને સુકાવા દેવો પછી તેમાં પાણી ભરશો તોપણ ફુટશે નહીં.

---

## ગ્યાસ લાઈટ બનાવવા વિષે.

એક મોટી તમાખુની નળી લઇ તેના પ્યાલા જેવા મોઢામાં કોલસાનો ભુકો કરવો અને મોઢાને પાઇપ કલેથી બંધ કરી લેવું. જ્યારે મટોડી સુકાઈ રહે ત્યારે નળીનું મોઢું આતસમાં મુકવું અને તેનો છેડો બહાર રાખવો. પછી થોડાં વખતમાં નળીના છેડા તરફથી ગ્યાસ નીકળશે

અને તેને સળગાવ્યાથી થોડા વખત સુધી ઘણીજ સરસ રોશની થશે.

## જસતપર અક્ષર લખવા વિષે.

જસતનાં પતરાં ઉપર સીસાની પેનથી લખ્યું હોય તો પ્રથમ તે અક્ષરો ઝાંખા દેખાય છે અને તેના ઉપર જોરથી હાથ ફેરવ્યો હોય તો તુરત ભુંસાઇ જાય છે પણ જો તે ઘણા વરસ સુધી એમને એમ રહે તો પછી તે અક્ષરોને છરીથી ખોતરી કાઢયા વગર નીકળતા નથી અને વધારે કાળા ને ખુલ્લા દેખાય છે.

## કાળા લુગડા ઉપરથી ડાઘ કાઢવા વિષે.

જો કાળા લુગડા ઉપર કોઇ પણ એસીડથી (ખટાશથી) લાલ ડાઘ પડયા હોય તો તે ઉપર નવસાગરનો અરક લગાડવો એટલે ડાઘ જતા રહેશે.

## ચામડા ઉપરથી ચીકણા ડાઘ કાઢવા વિષે.

ચામડા ઉપર ડાઘ પડયો હોય તેના ઉપર ઇંડાની સફેદી લગાડી તડકામાં સુકવવું પછી સુકાએથી બ્રુશથી સાફ કરવું.

## ચોપડી ઉપરથી તેલના ડાઘ કાઢવા વિષે.

ચોપડી ઉપર તેલનો ડાઘ પડયો હોય તો તે ડાઘની ઉપર તથા નીચે મેગનીશીઆ અથવા ચાકનો ભુકો પાથરવો અને તેના ઉપર પાતળો લોઢાનો ગરમ કરેલો કટકો મુકવો એટલે તેલ ચુશી લેશે ને ડાઘ જતો રહેશે.

## દુધને ખાટું થતા અટકાવવા વિષે.

અડધો શેર દુધમાં બાર ટીપાં રાઇના તેલનાં નાંખવાં એટલે તે દુધ પંદર દિવસ સુધી તેવુને તેવું મીઠું રહેશે અને બગડશે નહીં.

## દુધને એક અઠવાડીયા સુધી તાજું રાખવા વિષે.

એક વાઇન ગ્લાસ સ્વચ્છ પાણી લેવું અને તેમાં સલફાઇટ ઓફ સોડા નામનો ખાર જેટલો પીગળી શકે એટલો નાંખ્યા કરવો. અને પછી આ ખારની એક ચમચી પાણીની પાંચ શેર દુધમાં નાંખીએ તો એક અઠવાડીઆ સુધી દુધ તાજું રહેશે ને બગડશે નહીં. આ ખાર નાંખવાથી માણુસને કોઈ પ્રકારનું નુકશાન કરતો નથી. તેમજ દુધમાં નાંખવાથી તેની કાંઈ અસર માલુમ પડી આવતી નથી.

## દુધમાં પાણી કેટલું છે તે જાણવા વિષે.

જે દુધની તપાસ કરવી હોય તે દુધને એક પેપરમીન્ટની તાંકણીના જેવી એક શીશીમાં નાંખવું અને તેમાં લેકતોમીટર નામની એક કાચની લાંબી નળી (જે દુધમાં પાણી તથા મલાઇનો ભાગ કેટલો છે તે જાણવાને માટે બનાવેલી હોય છે તે) ડુબાવશો તો તે નળી ઉપર આંકડાની મદદથી તુરત ખબર પડશે. આ લેકતોમીટર બાર આનાથી એક રૂપીઆની કીંમતે મળી શકે છે.

## ચામડા ઉપર સોનેરી અક્ષર પાડવા વિષે.

પ્રથમ ચામડા ઉપર રાળ ચોપડવી અને પછી તે ઉપર સોનેરી વરખ લગાડી નામની અથવા બીજી હરકોઇ જાતની છાપ પાડવી હોય તે છાપ અથવા નામના ખીલાને ગરમ કરી ઉપર વરખ લગાડેલા ચામડા ઉપર ખુબ

જોરથી દાબવું અને પછી લુગડાથી આસપાસનો ભાગ બાકી વરખ લાગેલો હોય તે લુછી નાંખવો. આ કામ કરવાને સારૂ સીસાના ટાઇપ અથવા છાપ કામમાં આવશે નહીં કારણ કે તાપની ગરમીથી તે પીગલી જાય છે. માટે લોઢાના અથવા પીતલના ટાઈપ કામમાં લેવા.

## ચામડા ઉપર રૂપેરી અક્ષર પાડવા વિષે.

ઉપર મુજબ સોનેરી વરખને બદલે રૂપેરી વરખ વાપરવા. બીજી રીત ઉપર મુજબ.

## ગુંદરને ફુગ લાગે નહિ તે વિષે.

ગુંદરને પલાળી રાખી મુકવાથી તેના ઉપર થોડા દિવસ એમને એમ રહેવાથી ફુગ લાગે છે તે ન લાગવાને માટે કુઈનીનની એક ચપટી અથવા કારબોલીક આસીડના બે ટીપાં નાંખવાં એટલે ગુંદરને બિલકુલ ફુગ લાગશે નહિ.

## કાચ ઉપર કોતર કામ કરવા વિષે.

જે કાચ ઉપર નકશી અથવા નામ કોતરવું હોય તેને પહેલાં સારી પેઠે સાફ કરીને તે ઉપર તાવેલા મીણનું એક સરખું પડ કરવું અને જે કોતરવું હોય તે એવી રીતે કોતરવું કે કાચની સપાટી સાફ દેખાય. ત્યાર પછી તેની આસપાસ મીણની પરનાલ બાંધવી અને તે ઉપર હાઇડ્રોફ્લ્યોરીક એસીડ અથવા ફ્લ્યોરસ્પારની બારીક મેંદા જેવી ભુકી પાથરીને તે બુડે એટલી સલ્ફ્યુરીક એસીડ નાંખવી. ત્રણ કલાક સુધી રાખ્યા પછી તે મેલવણી કાઢી નાંખવી અને કાચને ટરપીટન તેલથી ધોઇ સાફ કરવો એટલે કોતરાએલો ભાગ તદન ખુલ્લો દેખાશે.

કારણ કે જેવી સલફ્યુરીક એસીડ ફ્લ્યોરસ્પારીની ભુકી સાથે મળી જાય છે, તેવીજ એક જાતની ગ્યાસ ઊત્પન્ન થાય છે તે કાચને કોતરે છે. આ ગ્યાસને દમમાં લેવાથી શરીરને નુકશાન થાય છે અને ચામડીને લાગવાથી તે બિલકુલ શુન્ય થઈ જાય છે માટે આ બાબત કરતી વખત બરાબર કાલજી રાખવી.

## હલકું સોનુ બનાવવા વિષે.

બે ભાગ સોનું, એક ભાગ રૂપુ, અને સોળ ભાગ ત્રાંબું આ ત્રણે ધાતુને એકઠી ગાળવી એટલે હલકું સોનું થશે.

## લોઢાનો કાટ સાફ કરવા વિષે.

અડધો આંઉસ કપુર અને એક રતલ ચરબી, બેને મેલવી ચુલાપર ધરી ગરમ કરવું એટલે તે બેઉ એક રસ થશે. પછી ઠંડુ પડવા દેવું, ત્યાર બાદ ગમે તે લોઢાને કાટ લાગેલો હોય તે જો તેના ઉપર લગાવી બે દિવસ સુધી રહેવા દેશે ને પછી તેને લુછી કાઢશે તો નવા જેવું ચલકતું થશે.

## વીજળીથી બચાવ કરવા વિષે.

ચોમાસામાં જ્યારે ગડગડાટ સાથે વીજલી પડતી હોય તથા વરસાદ આવતો હોય ત્યારે વરસાદથી બચવાને માટે કોઈ પણ ઝાડ નીચે ઉભા રહેવું નહીં પણ ધીરજથી ભીંજાતા ભીંજાતા ચાલ્યા જવું. ભીંજાવાથી પડતી વીજલીથી બચાવ થશે. વળી લોઢાની તેમજ સીસાની કોઈ પણ વસ્તુથી છેટે ચાલવું. એવા વખતમાં ઘરમાં પણ વચમાં બેસવું સુવું, પણ દિવાલ આગલ બેસવું

નહિ તેમજ સુધ્ધ રહેવું નહીં. વળી બારી આગલ જઇ ઉભા રહેવું નહીં. આ બધી જગાએથી છેટે રહેવાનું કારણ એ છે કે તે બધી ચીજો વીજલીને પોતાની તરફ ખેંચે છે. માટે જો તેવી વસ્તુઓની નજીકમાં બેસીએ અગર ઉઠીએ તો ઉપર વીજલી પડયા વગર રહે નહિ. માટે તેથી સંભાળીને ચાલવું.

---

## ખોટું રૂપુ બનાવવા વિષે.

ચાર રતલ ત્રાંબુ અને ત્રણ આંઉિસ કલાઇ આ બેઉને એકઠી ગાલવાથી રૂપા જેવી સફેદ ધાતુ થાય છે.

---

## દેવતા વિના પાણી ગરમ કરવા વિષે.

એક અડધી શીશી પાણીથી ભરી ડાબા હાથમાં પકડી રાખો, તેમાં ગંધકનો તેજાબ ( સલફ્યુરીક એસીડ) થોડો થોડો નાખવો એટલે પાણી તરત ગરમ થશે કે હાથમાં શીશી પકડી શકાશે નહીં.

---

## આઇસ વિના પાણી થંડું કરવું તે વિષે.

નવસારને વાટીને તેની થોડી ભુકી અને નાનીં શીશીમાં નાંખી તેને હાથમાં રાખવી પછી તેમાં થોડું પાણી નાખી હલાવવું એટલે તુરત પાણી ઠંડુ થઇ જશે અને તે ઠંડક હાથને લાગશે.

---

## ઉધાઇથી કપડાંને નુકશાન ન લાગવા વિષે.

સુતરાઉ, રેશમી તથા ઊનનાં કપડાં જ્યારે ઘણો વખત વાપરવામાં આવતાં નથી ત્યારે તેને ઉધે લાગી કપડાં કરડી ખાય છે. એનો સઉથી સહેલો અને સુધો

ઉપાય કપુર અને મરીનો ભુકો છે. માટે એ બેઉને એકઠી મેલવી કપડાં જે જગાએ મુકવામાં આવે ત્યાં રાખી મુકવું.

## કપડાંને માટે ખુશબો વિષે.

કેવડાની જડની ભુકો કરી તેમાં ધાણુ, લવંડરનાં તથા ગુલાબનાં ફુલ, તજ, અને લવીંગ આ સઘલી ચીજ સરખે વજને લઈ બારીક કરી તેમાં થોડાં ટીપાં લવંડરનાં, લીંબુનાં અને નારંગીના તેલનાં નાંખવાં, પછી તેને કોથળીમાં ભરી તે કોથળી કબાટ અગર જેમાં કપડાં રાખવામાં આવે તેમાં મુકવી.

## કરમાયેલાં ફુલને પાછાં તાજાં કરવા વિષે.

કરમાયેલાં ફુલની ડાંખલીઓ પોણા ભાગની ગરમ પાણીમાં બોળવી અને તે પાણી ઠંડું થાય ત્યાં સુધી તેમાં રાખી મુકવાં ત્યાર બાદ તેઓને નરમ થએલી ડાંખલીઓને કાપી નાંખી તેને બીજા ઠંડા પાણીમાં બોળી મુકવાં.

## કાગળ તથા રૂમાલને બળતાં દેખાડવાં તથા તેઓને પાછા જેવાં હોય તેવાં કરવા વિષે.

એક રૂમાલ અથવા કાગળના કટકાને બ્રાન્ડીમાં સઘળી બાજુએથી બોળી કાઢવો અને પછી તેને બત્તી આગળ ધરવો એટલે તે સળગી ઉઠશે તથા થોડીવારમાં આખા રૂમાલ અથવા કાગળની આસપાસ બળતું થશે. પણ રૂમાલ અથવા કાગળને નુકશાન થશે નહિ; કેમકે જ્યાં સુધી બ્રાન્ડી બળશે ત્યાં સુધી ઉપલી ચીજો સળગનાર નથી માટે બળતું સઘળી બાજુ તરફ વળે કે તેને બુઝાવી નાંખવું.

## કોઇ પણ ઝાડને વગર મોસમે ફળ લાવવા વિષે.

ખાતરની સાથે ચુનો અને નવસાર ભેળીને નાંખે તો કમોસમે તે ઝાડ ઉપર ફળ આવે.

## રૂપેરી ઢોલ ચઢાવવા વિષે.

નાઇટ્રીક એસીડમાં (સુરાખારના તેજાબમાં) થોડો કપારો પીંગલાવવો અને એક સાફ ચળકતા ત્રાંબાના કકડા ઉપર આ મેળવણીનાં થોડાંક ટીપાં નાંખી ધીમેથી એક લુગડાના કટકાથી ઘસશો તો તાંબુ રૂપાના જેવું થઇ જશે.

ભાગ બીજો સમાપ્ત.

# ભાગ ૨ જો.

## વૈદક જ્ઞાન.

### નાડીની પરીક્ષા.

જમણા અંગુઠાના મુળની ચાલતી નાડી તે આખા શરીરના સુખ દુઃખની સાક્ષીભુત છે. તેમાં પ્રથમ વાયુ, પિત્ત અને કફ હોય છે. જો નાડી વાંકી સર્પની રીતે ચાલતી હોયતો વાયુની જાણવી. જો જલદીથી ચાલતી હોય તો પિત્તની અને ધીમે ધીમે ચાલતી હોયતો કફનો કોપ જાણવો. અને જો એ ત્રણેનો કોપ હોયતો ધીમે ધીમે ચાલતાં ફરી જલદ ચાલે છે. એવી રીતે ત્રણેના મળવાથી સન્નીપાતની નાડી જાણવી.

### મુત્ર પરીક્ષા.

સવારના પાંચ વાગે દરદી માણસને ગલાસમાં અથવા કાંસાના વાડકામાં પેસાબ કરાવવો. પછી તેમાં મીઠા તેલનું ટીપું નાંખવું ને તેને ઢાંકી મુકવું. પછી સૂર્યોદય થતાના અરસામાં તે ખોલીને જોવું. જો તેલ નાંખતાંજ ફેલાઇ જાય તો વાયુ કોપ જાણવો અને તે લાલ વર્ણ અને ઠંડુ હોય છે. પિત્તનો કોપ હોયતો તેલનું બુંદ પડતાંજ ફીણ આવે અને રંગે પીળું ને ગરમ હોય છે, અને કફનો કોપ હોય તો તેલનું બુંદ પડતાં સરખું અને સફેદ રંગનું દેખાય છે. વાયુ, પિત્ત અને કફ એ ત્રણે મિશ્રાત હોયતો પિશાબ લાલ, પીળો, કાળો વગેરે અનેક રંગે મળેલો

દેખાય છે ને તેલનું ટીપું નાંખતાંજ નીચે જોઇને બેસે તો તે રોગ અસાધ્ય જાણવો.

## ઝાડાની પરીક્ષા.

જ્યારે વાયુના કોપથી ઝાડા થએલા હોય છે ત્યારે ઝાડો ફીણ ભરેલો, રૂક્ષ, કાળાસનો અને ચુથા પાણી જેવો હોય છે; ને પિત્તના કોપથી જો થએલો હોય તો ઝાડો લીલો, પીળો, દુર્ગંધ ભરેલો દેખાય છે. કફના કોપથી થએલો હોય તો ઝાડો સફેદ, સુક્કો, થોડો ભીંજાયેલો હોય અને ઉપલા કોઈ પણ બનેલા હોય તો તે સન્નિપાત જાણવા.

## જીભની પરિક્ષા.

વાયુના કોપથી જીભ કરકરી અને ફાટેલી હોય છે. પિત્તના કોપથી રંગે લાલાશ અને કાળા રંગે હોય અને કફના રોગમાં સફેદ અને ચીકાશ ભરેલી હોય છે.

## નેત્ર જોઇ દરદની પરિક્ષા કરવા વિશે.

વાયુના કોપથી આંખો રૂક્ષ, ધુમ્ર વર્ણે, બળતરા સાથે અને ચંચળ હોય છે. પિતના કોપે પીળાં હળદરના જેવી અથવા બળતરા સાથે અજવાળું અથવા તડકાની સામું જોવાય નહિ. કફના કોપમાં આંખો સફેત તેજ વિનાની ગળતી અને ચીકાસ ભરેલી હોય છે.

## શરીરના ચેહેરા ઉપરથી રોગની પરીક્ષા જાણવા વિષે.

સવારમાં દરદી માણસને જોતાં જો તે નિસ્તેજ તથા જરા કાળાસનો હોય તો વાયુનો કોપ જાણવો, અને પિત્તનો કોપ હોય તો પીળો અને થોડો સુજેલો હોય અને કફનો કોપ હોય તો કળાહીન અને ચિકાશ ભરેલો હોય.

## બોલવા ઉપરથી પરીક્ષા કરવા વિષે.

ગળામાંથી બોલતાં શબ્દ ધીમે હલકેથી જણાયતો વાયુનો કોપ જાણવો અને બહુજ ઝીણો હલકેથી શબ્દ નીકળેતો પિત્તનો કોપ જાણવો અને ભારે તથા ખોખરો નીકળે તો કફનો કોપ જાણવો.

## શરીરે હાથનો સ્પર્શ કરવાથી પરીક્ષા કરવા વિષે.

વાયુના કોપમાં શરીર ખરમચડું હોય પિતના કોપમાં ગરમ અને કફના કોપમાં ઠંડુ અને ભિનાશવાળું હોય.

## પરહેજી (કરી) રાખવાની જરૂર.

દરદી માણસે જરૂર પરહેજી રાખવી જોઈએ, દરદ વધારનાર ચીજ નહિ ખાવાથી તો વખતે એની મેળે પણ સારૂ થાય છે ને પરહેજી નથી કરતા તેને ઉત્તમ પ્રકારની દવા કરવાથી પણ આરામ થતો નથી માટે દવા કરતાં પણ પરહેજી એ વધારે શ્રેષ્ટ છે માટે દરદી માણસે પરહેજી ઉપર ધ્યાન રાખીને તે કરવી. જેથી દરદનો જલદી નિકાલ થશે ને પિડામાંથી મુક્ત પશે.

## વૈદોએ સાવચેતીથી વર્તવાની જરૂર.

રોગી માણસને નજરે જોઇ, કાળને અનુસરી તથા દેશ હવાને જોઇ દરદીને જેમ બને તેમ મહેનત કરી જેથી સુખ ઉપજે તેવી દવા આપવી. વખતે વખતને અનુસરીને દવા પોતાની જાતેજ આપવી. તેથી રોગી માણસ જલદી આરો થશે. ને પોતાને પણ ફાયદો થશે માટે વૈદોએ દવા કરવામાં કાળજી રાખવા ભુલવું નહીં.

## તાવ પાકો કરવાનો ઉપાય.

તાવને પ્રથમ પાકો કરવો જોઇએ માટે પ્રથમ દેવદાર, ધાણા, સુંઠ, રીંગણીનું મુળ, અને ડોરલીનો ઊકાળો પાવો.

## વાયુના તાવ ઉપર.

વાળો, પીઠવણ, સુંઠ, કરીઆતુ, નાગરમોથ, સાલવણ, રીંગણી મુળ, ડોરલી મુળ, ગળો, ગોખરૂ એનો ઊકાળો આપવો.

## પિતના તાવ ઉપર.

પિત પાપડાનો ઉકાળો પીધાથી તાવ જાય તેમજ રતાંજલી, વાળો, સુંઠ, એ ત્રણેનો ઊકાળો પીધાથી નક્કી તાવ જાય.

## બીજો ઉપાય.

કાળી દરાખ, પિત્તપાપડો, ગરમાળાની શીંગનો ગર, કડુ, નાગરમોથ, હરડેનો ઉકાળો પીધાથી પિતનો તાવ, મુર્છા, પાણીનો શોષ વીગેરે દુર થાય.

## ત્રીજો ઉપાય.

ધમાસો, અતિવિખની કળી, કરીઆતું, કડુ, અરડુસાનાં પાંદડાં, પિતપાપડાના ઉકાળામાં સાકર પીધાથી તૃષા, દાહ, તથા લોહી ઉકાળાનો રક્તપિત જવર પણ જાય.

## ચોથો ઉપાય.

ગળો, હરડે, પિતપાપડો એનો ઊકાળો પીવાથી પિત જવર જાય.

## પાંચમો ઉપાય.

વાળો, કાળો વાળો, નાગરમોથ, પિત્તપાપડો, સુંઠ, લાલચંદન એનો ઉકાળો પીવાથી તાવ નાશ પામે છે.

## વાયુ અને પિતના તાવ ઉપર.

ગળો, પિતપાપડો, નાગરમોથ, કરીયાતું, સુંઠ, એનો ઉકાળો પીવાથી વાયુ પિત્તનો તાવ જાય ને રોગી સારો થાય.

## પિત કફના તાવ ઉપર.

લાલચંદન, પદમકાષ્ઠ, ધાણા, ગળો, કડવા લીંબડાની છાલનો ઉંકાળા પીવાથી પિત કફનો તાવ જાય છે અને શરીરે બળતરા, તૃષ્યા, ઉલટી બંધ કરી ભુખ લગાડે છે.

## પિતના તાવમાં બળતરાને શાંતી કરવાનો ઉપાય.

હજાર વખત પાણીથી ધોએલા ઘીને દિવસ સાત સુધી શરીરે લગાડવાથી શાન્તી થાય છે.

## બીજો લેપ.

કડવા લીંમડાના પાંદડાનો રસ કાઢી શરીરે લગાડવાથી શાન્તી થાય છે.

## કામાતુર તાવનો ઉપાય.

સુગંધીદાર ચંદનાદિક લેપ આખા શરીરે કરવાથી, રસિક ગાયન અને ભાષણુ સાંભળવાથી તથા મિષ્ટ ભોજન કરવાથી, અને સુંદર સ્રી સાથે ભેટવાથી કામાતુર તાવ જાય.

## શરીરની બળતરાનો ઉપાય.

સફેદ ચંદન, કપુરકાચલી, અને વાળાનું ચુર્ણ કરી પાણી સાથે મેળવી શરીરે લેપ કરવાથી શાંતી થશે.

---

## કોઠાની બળતરાનો ઉપાય.

સાધારણ ગરમ પાણીમાં ધાણાનું ચુરણ કરી તેમાં નાંખી રાતે પલાળી રાખવું, સવારમાં તે પાણી ગાળી લેવું પછી તેમાં ચીનાઇ સાકર નાંખી પીવાથી કોઠાની બળતરા મટશે.

---

## દમ, તાવ અને ભુખ લાગવા ઉપર.

ભારંગ મુળ, ગળો, નાગરમોથ, દેવદાર, ડોરલી, સુંઠ, પીંપર, ઉપલેટનો ઉકાળો પીધાથી દમ બેસે, તાવ જાય, ભુખ લાગે અને રૂચી થઈ આવે.

---

## તાવ અને અરૂચી ઉપર.

કડુનો ઉકાળો પીવાથી તાવ જઇ રૂચી થઈ આવેછે.

---

## અરૂચી ઉપર.

સીંધાલુણ, ઘી અને બીજોરાના ફળનું ખમણ મેળવી ખાવું.

---

## ચાલતાં થાકે નહીં તેનો ઉપાય.

એરંડી મુળને તલના તેલમાં ઉકાળી પગે મરદન કરી ચાલીએ તો નબળાઈ મટે તથા થાક લાગે નહીં ને વધારે કોશ જવાય તોપણ થાકે નહીં.

---

## બધા રોગપર ઉપાય.

આસોપાલવના મુળને ગરમ કરી પાણીમાં ઉકાળી કવાથ કરી અંદર દુધ તથા ઘી નાંખી ત્રણેને સાથે ઉકાળી પીધાથી શરીરને વિષે જે રોગ હોય તે દુર થાય.

---

## દરાજ–ખરજવુંનો ઉપાય.

ગૌમુત્ર, હડતાલ, હળદર, દરોઈ, સીંધવ, મીઠુ, એઓને એકઠા કરી મેળવી પળતી રાખવું તેનાથી દરાજ, ખરજવું એ ઘણા વર્ષનું હોય તો લેપન કરવાથી જાય.

---

## બીજો ઉપાય.

કુંવાર મીઠા સાથે ખાય તો દરાજ, ખરજવું નાશ કરે, રોગ દુર થાય. માફક આવે.

---

## આંખના ઉપરના રોગનો ઉપાય.

કુંવાર તલના તેલ સાથે ખાય તો આંખનો રોગ જાય.

---

## અશકતીને શકતી આણવાનો ઉપાય.

હરડા, મધ, સાકર, ઘી, ખાખરના બી, સમભાગે ખલ કરી તોલાપુર સુતી વેળા ખાય તો શરીર બળવાન થાય ( અશક્ત હોય તો ) માફક આવે.

---

## મુખ, આંખ, નાક, કાન, દુવારના રોગનો ઉપાય.

હરડાનો ભુકો કરી મધ, ઘી, ;સરખે ભાગે મેળવી પૈસાભાર ચાટવું. ઉપર પાણી પીવું તો, મુખ, આંખ, કાન, નાક, એ દ્વારનો રોગ જાય.

---

## ધોળા વાળ કાળા થવાનો ઉપાય.

કુંવાસું પાતરૂં લેવું, તેટલો ગોળ લેવો, એ બંને ચીજ વરસ દહાડો ખાય તો માથે જે ધોળા કેશ થયા હોય તે કાળા થાય.

---

## દાંત તથા પળીનો ઉપાય.

નગોડના મુલ લાવી શીળે સુકાવી તેને ચુર્ણ કરી સાકર સાથે મેળવી અરધા પૈસાભાર ફાકી જાય તો પુષ્ટી આવે. દાંત મજબુત થાય. પળી હોય તો કાળા થાય યાને આવે નહીં.

---

## જાળંધરનો ઉપાય.

પેટ મોટું થાય—કાલી ગાયના મુત્રીયાં વાટી છાશમાં પાય તો જાલંધરનો રોગ નાબુદ થાય.

---

## પેટ દુખવાનો ઉપાય.

કડાનો ભાત બાફી બાંધવો. પણ તે ગરભવતી માટે નહિ.

---

## ધાતુ પુષ્ટીપર.

ગવારને છડવી, વસ્રગાલ કરી ખાંડ તથા પાણી સાથે ફાકી મારવી.

---

## બહેરાના તેમ અનેક પ્રકારના રોગપર.

અજમો, અજમોદ, ખુરાશાની અજમોદ, કરમાણી અજમોદ, એ સર્વ ભાગો વસ્રગાલ કરી ભીલામાને તેના મોઢાના ડીચાં કાઢી તેલમાં તળી ભુકી સાથે ખાંડી ગોળમાં ગોળી કરી ( બોર જેવડી ) દરરોજ ઘીમાં મસળી ખાવી.

એના ઉપર ઉતાર—તલ, ખારેક, કોપરૂં, ચાવી ખાવું તથા આમલીનો રસ, કોપરૂં, ખારેક તલીને ચોપડવું.

---

### ઉના તાવ ઉપર.

ઝેરકચુરો ( શેકીને, ઠીકરાપર ) વળતી વાટીને ગોળ સાથે ફાકી મારવી.

---

### વા પર.

ભીલામાંના તેલને લાગો દુઃખે ત્યાં ચોપડવું.

### ભગંદર, નાસુર, ઘા, પાઠ એના પર.

ભીલામાવાળા ઉકાળેલા તેલમાં, રાળ, મીણ, જરા સાબુકારી નાંખી ઉકાળી, ચોપડવાથી સારૂં થાય છે.

---

### પંચનશકતી.

હરડાં, બેડાં, આમલાં, જીરૂ, શાજીરૂ, ભાંગ, હીંગ એ સર્વને ખાંડી ચુર્ણ કરી પાણી સાથે ફાકી કરવી.

---

### આંખ દુઃખે તે પર.

ગાલણુ (ફટકી) ને દેવતાપર ફુલાવી વળતી પાણી સાથે વાટી આંખની આજુબાજુ લગાવવી.

---

### પરમા પર.

ઉટકટાના મુળીઆં લાવી તેને વાટી તેનું પાણી કરવું ને તે પીવું ને ઉપર જીરા તથા ખડીસાકરની ફાકી મારવી.

---

### ચાંદીપર.

ઉટકટાના ઝાડનું દુધ લાવી ( પીળું ) તેને ચોપડી છાણાના અંગારથી શેક કરવો.

---

## ગરમીપર જુલાબ.

ઉટકટાના બીને વાટી ચુર્ણ કરી પાણી સાથે ફાકી જરા મારવી.

---

## ઉધરસ

ગાભણુ, હીરાદક્ષણુ ચોથો ભાગ મધ સાથે યા નહીં તે વાવુંભા સાથે ને સુંઠ સાથે ફાકવું.

---

## પેટમાં દુઃખે તે પર.

લસણની કળીમાં અફીણુ જરા નાંખી બાફી કળ ખાવાથી દુઃખતું બંધ થાય.

---

## સ્ત્રીની ધાત જાય તે પર,

માયુ, ફટકી, એલચી, સાકર એ જુદી જુદી ખાંડી ફટકી ને સાકરને વાટકામાં મુકી તાપપર ખદખદાવી વળતી ઉપરની બે ખાંડેલી વસ્તુને નાંખી દધ મેળવી તેમાં જરા ઘી નાંખી ચીકણી બોર જેવડી ગોળી ઝીણાં કપડામાં મુકવી.

---

## યોની સંકોચ.

કમળના ફુલને દાંડી સમેત ઉખેડી લાવી વળતી તેને દુધ ઘીમાં તુરત વાટી નાંખી ઘરમાં શીળે સુકવી ગોળી કરી ઊપર ચોપડવું તેથી સંકોચ પડે.

---

## શરીર ઉપરના વાળ જાય.

ચુનો તોલો આઠ, હડતાલ તોલો એક, હીરાદક્ષણુ તોલો એક, એલચી તોલો એક એ સઘળાને બારીક વાટી જરા લઈ તેમાં પાણીમાં પલાળી ચોપડી સુકાવાથી ખંખેરી નાંખવું.

---

### કલફે.

મેંદીને વાટી ચોપડવી ત ઉખેડી નાખ્યા પછી ગળના પાતરાં વાટી ચોપડવાં એટલે કેશ કાળા થાય.

---

### તાવ પર.

એળીઓ, મરી, લીંબોડાના બીજ, પસ્તાં એની વટાણા જેવી ગોળ કરી વાપરવી.

---

### કરમ પર.

ઝેરકચુરો એને વાટી દુધમાં જરા પાવું.

---

### દાઝે તે પર.

રાળને ઘીમાં મેળવી મલમ કરી ચોપડવું (ચામડાંની રાખ).

---

### ટાંકી પર–ચાંદી પડે તે પર.

બોદાપથરી ઘશીને ચોપડવી. બોદાપથરીને એ કોડીઆં વચે મુકી તે પર કાપડ વીંટાળી મટોડું ચોપડી ભઠ્ઠીમાં મુકી પાકે જરા જરા ખવડાવવું.

---

### દરાજ.

ગંધગુજર, ખડીઓખાર, શફેદમરી, શેરીલોબાન, શાફેરમાંચુ, ફટકી, કાયફળનું મેડું એને જુદી ખાંડી મેળવી ગોળી કરી પાણીએ ઘસીને ચોપડવી.

---

### લકવાની દવા.

(અર્ધાંગ રહી જાય ત) મધ તોલા બે, પાણી શેર

અરધો, જાયફળ માસો એક એ ત્રણનો કાવો કરી હીંગની ગોળી સાથે પીવો.

---

## તાવનો ઉપાય

કોથા સફેદ ત્રણ ભાર, સખીઓ સોમલ એક વાલ એને વાટી ગોળી કરવી જરા ભોયરીંગણીના રસમાં બાંધવી ભાર ( સાડા પાંચ ) આપવી.

---

## ગરમી પર દુ:ખે તે પર.

અવરકંઠી અણીસુર વાટીને ચોપડવું. ખાવાને ચોખાની ખીર કરી શાકર નાંખી સવારમાં ખાવી.

---

## ખારી ખાટી ગોળી.

મરી તોલો એક, લવેંગ તોલા બે, સુંઠ તોલો અરધો, પીપર તોલો એક, અકલગરો તોલા ત્રણ, સંચળ તોલા બે એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમાં ગોળી વાળીને ખાવી.

---

## બદ ઉપરના ઉપાય.

આમલીના ચીચોડા, સુખડ, કપુર, એ એકઠાં ઘસી બદ ઉપર ચોપડવું. તે લીલુ સુકુ રાખવું. એમ ચોપડયાજ કરવું. રગદાબોરની અંદર પારો મેળવી પટી કરી મારવી કે લોહી વીખરાઇ જઇ આરામ થશે. પાકયા પહેલાં.

---

## ચોથાઓ તાવ.

ગુઅડનુપર, ગુગળ, કાળી ચીથડીમાં બાંધી ધુણી દેવી કે તાવ જાય.

---

## આધાંશીશી.

કમળકાકડીના પાતરાં લીલાં બે તથા કાળાં મરી ટાંક બે, બંનેને વાટી પાણી કાઢી જે તરફ દુઃખે તે તરફની આંખમાં અંજન કરવું. બે બાજુ દુઃખે તો બંને આંખે અંજન કરવું.

## અધાશીશી. ૨

રાયણના બીઓને વાટી નાક લેવો. મીઠાનું પાણી કરી દુઃખે તે બાજુના નશકોરામાં ટીપાં મુકવાં.

## આધાશીશી. ૩

દુઃખે તે બાજુના નશકોરામાં અરીઠાને પાણી સાથે ઘશીને ટીપાં મુકવાથી સારૂ થાય.

## લોહીવા બાયડીને થાય છે તેનો ઉપાય.

તાંદળજાના મુળનો રસ કાઢી ટાંક પાંચ તેમાં મધ ટાંક એક મેળવી પીવું.

## હરસ ( લોહી પડે ) તેનો ઉપાય.

અંગાડીના બી ગદીઆણો એક ( અરધો તોલો ) લાવી વાટી ગાળી ચોખાના ધોણમા ફાકી મારવી. ફટકડી ફુલાવી એક રૂપીઆભારના ત્રણ ભાગ પાડી સાકર સાથે ફાકી મારવાથી લોહી પડતું બંધ થાય.

## દાઝે તેનાપર ઉપાય.

શળ ટાંક એક, કાથો ટાંક એક, પાણીમાં મેળવી દાઝેલાપર ચોપડે તો સુખ થાય.

## હરસપરના ઉપાય.

ટંકણખાર ટાંક ત્રણ પુલાવી પડીકાં ચઉદ કરવાં, દરરોજ એક પડીકું ખજુરમાં ખાવું તે ઉપર ખજુર ખાવો.

## બંધેજ ઉપર ગોળી.

અકલકરો બે તોલા, કેસર બે તોલા, તજ બે તોલા, જાયફળ બે તોલા, હીંગળોક બે તોલા, લવીંગ તોલા બે, અફીણ તોલા બે, બધાંને વાટી પાનના રસમાં ચણોઠી જેવડી ગોળી કરવી. પાન ન મળે તો તુળશીના રસમાં ગોળી બાંધવી ને વળતી ખાવી ને તેપર દુધ સાકર ચાર ઘડી પછી પીવું. જ્યારે લીંબુ ચુસે ત્યારે બધેજ છુટે.

## ધાત વધવાના ઉપાય.

ગોખરૂ શેર પા, મેથી શેર પા, ગુંદર શેર પા, લીંબડાની છાલ શેર પા, સાકર શેર ાા કપડછાણ કરી દુધ સાથે ફાકી મારવી.

## [illegible] ઉપરના ઉપાય.

ચીનીકબાલ [illegible] એકાદો, મોઢામાં ચાવી ઇંદ્રીપર લેપ કરી ભોગ [illegible] કામ વધે બંધેજ રહે.

## બંધેજ ઉપર ગોળી.

ટાંક લવીંગ, કેશર, તજ, શેલાણી અકલગરો એ સર્વેને વાટી કપડછાંણ કરી, મધમાં ગોળી બે માસાની કરી દરરોજ એક ગોળી મોઢામાં રાખી થુંક સ્ત્રીપાદુપર ચોપડ્યાથી કામ વિષય વધે અને બંધેજ રહે. કમળકાકડીના બીજ વાટી મધ સાથે મેળવી નાભીપર ચોપડે તો બંધેજ રહે, પતન થાય નહીં.

## સ્નીષાયુ લુલી યા ભાંગી હોય તે પરના ઉપાય.

આકડાનું દુધ શેર અરધો, ગાયનું માખણુ અધશેર, બંનેને એકરસ કરી થાળીમાં નાંખી તડકે મુકી તે તપે ત્યારે ઘી નીતરે તે લઇ શીશામાં ભરી દેવું, ને તે ઘીમાંથી સ્નીષાયુપર લેપન કરી એક નાગરવેલ યા તો ધંતુરાનાં પાતરાં બાંધવાથી સારૂ થાય.

---

## દમ ખાંશી ઉપરના ઉપાય.

પીપર, લાખ, ગુંદર, એ ત્રણુ ટાંક ટાંક લાવી વાટી ઝીણાં કરી પડી શાત કરી એક પડી બે પૈસાભાર મધમાં ચાટવી.

---

## કૌવત–નામરદ મરદીમાં આવે.

ટાંક અઢી જાવંત્રી, પંદર ટાંક મધ, એક ટાંક તલનું તેલ, ટાંક અઢી જાયફળ એ સઘળું મેળવી ટાંક ટાંક સવારમાં ખાવું કે મરદી આવે, ધાતુ વધે.

---

## ચાંદીપરના ઉપાય.

મુવેલા ઊંદરના હાડકાંની રાખ કરવી તેમાં કાથો સમુદ્રફીણુ, મોરથુથુ, સાકર સમભાગે લઇ સૌનો ભુકો કરી ચાંદીપર માખણુ ચોપડી ઉપર ભુકો ભભરાવવો.

---

## કાનના ચસકા ઊપરના ઉપાય.

કપાસના પાકાં પાંદડાં ઉપર ઘી ચોપડી અગ્નીપર શેકી રસ કાઢી કાનમાં મુકયાથી ચસકા મટે.

---

## પીત નાશના ઉપાય.

ઘી સાકર ખાધાથી પીતનો નાશ છે. તથા ગળોનો

કાવો કરી અંદર મધ નાંખી પીધાથી નાશ થાય છે, તથા કફ તુટે છે.

---

## કાળી દરાઝના ઉપાય.

પારો, હડતાળ, ગંધક, મોરથુથુ, મનસલ સોએ સરખે ભાગે ખલ કરી લીંબુના રસમાં ચોપડવું.

---

## પરમાના ઉપાય.

શેકટાના કુમળા પાન લીંબુના રસમાં દીન એકવીસ ખાય તો સાફ થાય.

---

## આંખના ઉપાય.

શાહોડીના જડ ઘીમાં ઘશી આંજે તો ફુલ મટે. મધમાં આંજે તો ગળતી બંધ થાય, ભાંગડાના રસમાં આંજે તો ખરજ મટે, પાણીમાં આંજે તો અંધકાર મટે. આરણીના પાતરાંનો પાટો બાંધે તો આંખ દુઃખતી રહે.

---

## કંઠમાળનો ઉપાય.

સીંદુર, મીઠું, મરી, એરંડીજી, સાબુ, મીઠું તેલ સરખે ભાગે નાખી કળશીઆ વડે ઘસી એને ચોપડેથી મટે છે.

---

## વાવરીના ઉપાય.

આસોપલ્લવનું મુળ ચોખાના ધોવણમાં ઘશી પાયેથી મટે.

---

## મુંઝારાનું ઓસડ.

બાડીકલારનો રસ કાઢી પીવો કે આરામ થાય.

---

## વાળો.

શોધેલા મોરથુથાની ભસ્મ તોલો ૧, મરી તોલો એક, હીંગ અરધો તોલો, કરોડીયાના પડ નંગ ચઉદ કાતરી નાખવા. ગોળ તોલા આઠ, એ સર્વેને વાટી ગોળી ૨૪ કરવી. રોજ એક ગોળી ખાવી. વાળો બંધ થાય.

---

## વાળો.

કરોડીઆના પડ ત્રણ લાવી ગોળમાં ગોળી કરી હર-રોજ એક એમ ત્રણ ગોથી ખાવી કે સારૂં થાય.

---

## પગ ફાટે તે પર,

મીણ, સીંધવ, ગેરૂ, ઘી, મધ એટલી જણસનો મલમ કરી ચોપડે સારૂં થાય.

---

## અગ્ની મંદ થયલો ખુલે.

આદાનો રસ શેર ૦। લીંબુનો રસ શેર ૦। એ બે રસ ભેગા કદી સવારમાં ખાધા અગાઉ પીવાથી અગ્ની વધે.

---

## હીંગાષ્ટક ચુરણ.

જમતી વખત પ્રથમ ઘી સાથે ખાવાથી અગ્ની ખુલે છે, હીંગ ૦। સુંઠ ૧, મરી ૧, પીપર ૧, અજમોદ ૧, જીરૂ ૧, શાજીરૂ ૧, સીંધવ ૧, એનું ચુર્ણ કરી પા તોલો હરરોજ ફાકવું કે અગ્ની બળવાન થાય.

---

## ટણકીયા વા પર.

પીંપર પૈસાભાર, કાળીમુશળી પૈસાભાર, જાયફળ પૈસાભાર, શાકર ચાર પૈસાભાર, કાળીમુશળીના બી પૈસા-ભાર. ધોળી મુશળીના બી પૈસાભાર, એ સર્વ જણસને

વાટી કપડછીણ કરી સાંજ સવાર લીંબુણીના રસમાં ગોળી અરધા પૈસાભાર પાણી સાથે ગળવી, ઉપર થઉં, ઘી, સાકર ખાવાં, બીજું ખાવું નહીં.

---

### વાનો ઉપાય.

ઇસપંઘ શેર એક, લીલી મેંદીનો રસ શેર એક, સરસીયું તેલ શેર એક એ બધાને ઊકાળી શીશામાં ભરી લઇ, દરરોજ વા ચયલા ભાગમાં પચાવી ચોપડવું.

---

### સ્ત્રીને છોડ થયલો નાબુદ કરવાનો ઉપચાર.

ચાર વરસનો જુનો ગોળ શેર ૦ાા, બારમાહી રીંગણીનાં મુળ ટાંક નવ, ગાજરનાં બી ટાંક આઠ, પાણી શેર પાંચમાં સહુને ઊકાળી પાણી શેર ૦૧ રહે તે પાવું. એમ દીન ત્રણ પાવાથી છોડ નિકળી પડે. ઉપર ગરમ વસ્તુ ખાવી, ઠંડી વસ્તુ ખાવી નહીં.

---

### પીતનો નાશ.

ગળોનો રસ સાકર નાખી પીધાથી મટે છે.

---

### ખરજવું.

હારૂડીઆના બી સેકીને વાટી કરંજીઆ તેલમાં મેળવી ચોપડવાથી સારૂં થાય.

---

### ખરજવું.

તંબાકુનુ લીલુ પાતરૂ લાવી પાણીમાં ઘુંદી ચોપડેથી જાય છે.

---

## વીષફોટક.

ધોળી શાહોડીના મુળ લાવી ચડાવવું તે સુમારે આંગળ આઠના બે કકડા સવારે ચવાડી રસ ગળાવવો એમ ચઉદ દિવસ ચવડાવવો પછી મટી ગયા બાદ વરસ એક તેલ ખાવું નહીં. ભુલથી તેલ ખવાય તો ઇંદ્રવાયણાનું મુળ પાંવલીભાર ઘસીને પાવું કે તેલવીષ મટે. શાહોડીના પાતરાં ઝીણાં પાછળથી સહેલવેલી થાય છે.

---

## આધાશીશી.

આકડાનાં ડાળાની ભુંગળીમાં કેશર ભરી તેનો ધુમાડો નાકમાં લીધાથી મટે.

---

## પીશાબ બંધ થયો હોય તો છોડવાનો ઉપાય.

સમુદ્રશોષ રૂપીઆ ચારભાર ગરમ પાણી સાથે ફાકવાથી મટે.

---

## આમ વાયુ.

ખસખસ ૦ાા, હીંગ ૧, અફીણ ૦ા, સુવા ૧ એ ચાર વસ્તુ તોલાબંધ લાવી ચુર્ણ કરીને અરધી બીલામાં અને અરધી દાડમમાં ભરી બાફવી. તેમાંથી બીલામાની અવારે પા તોલો વાપરવો ને સાંજે દાડમમાંની પા તોલો વાપરવી કે સારૂ થાય.

---

## લોહી.

પસાભાર પતંગીઉ, ગુગળ બે પૈસાભાર, જીરૂ પૈસાભાર ખાંડી પાણી સાથે ફાકે લોહી બંધ થાય.

---

## ઝાડા.

આકડાના ફુલ પૈસાભાર શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે તે પીધાથી બધ થાય.

---

## કમળો.

કાંસકીના મુળ ચોખાના ધોણમાં ઘસી પીધાથી કમળો સારો થાય તથા શાહોડીના મુળ ગાયના દુધમાં પાયાથી કમળો સારો થાય.

---

## લોહીવા.

નરમા કપાસના પાંદડાનો રસ નવટાંક પતાસામાં મેળવી પીધાથી સારૂં થાય.

---

## અંતરગળ.

તંબાકુના પાતરાંપર સંચોરો ભભરાવી બાંધેથી તરત થયેલો સારો થાય.

---

## અનેક રોગ ઉપર.

ઓહીકલાર લાવી શીએ સુકવવીને ઝીણી કરવી. બકરીના ઘી સાથે ખાય તો સર્વે રોગ જાય. સુંઠ સાથે ખાય તો કાયા પુષ્ટ થાય, લવીંગ સાથે ખાય તો કફવાં જાય, કપુર સાથે ખાય તો હરસ જાય, એરંડીના તેલ સાથે ખાય તો જળંધર જાય, ભેંસના દુધ સાથે આઠ માસ ખાય તો આગમ સુજે, ભ્રમીરોગ જાય, એની જડ ખાય તો મરદી વધે, દીન ૨૦-૩૦ એની જડ દુધમાં ખાય તો કેશ કાળા થાય.

---

## દમ ખાંશી પર.

સાબરશીંગને તળસીના રસમાં એક દિવસ પલાળી રાખવું, કુંવારના રસમાં અર્ધો દિવસ પલાળી રાખવું. પછી અગ્નિ પર મુકી બાળી દેવું, પછી બે વાલ મધ પીપર સાથે ચટાવી દેવું કે સારૂં થાય.

---

## કમર રહી ગયા પર ઈલાજ.

ગુગળ રૂ. ૧૦ ભાર, રાઇ રૂ. ૨॥ ભાર, વાટી ઘીમાં ગોળી કરી ગળવી.

---

## ઓરતને પ્રદરને રસ્તે લોહી પડે તે પર.

રસવંતી રૂપીઆ એક ભાર લાવી તેના ત્રણ ભાગ કરી એક ભાગ સાકર ને લીંબુના રસમાં મેળવી એક પડીકું ખાવું.

---

## સાતવડો પગમાં યા હાથમાં નિકળે તે પર.

ગુલબાસનાં પાત્રાં વાટી બાંધવા તેથી પાકે તથા રૂઝે.

---

## મશા બહાર નિકળ્યા હોય તે પર.

માયા બે પૈસાના તથા એલચી ત્રણ પૈસાની લઇ બંનેને તુળસીના રસમાં ખલ કરી ગોળી કરી સુકવવી. વળતી ઘસીને ચોપડવી કે મશા ખરી પડે.

---

## મશા અંદર થયા હોય તે પર.

નાગકેશર રૂપીઆ ચાર ભાર પાણી સાથે ફાકવું. તેલ ખવાય નહીં ખાય તો મળુ બંધ થાય.

---

## નસકોરામાંથી લોહી પડે તે પર.

સુવા ઠીકરામાં બાળી રાખ કરી સુંગાડ્યાથી મટે.

---

## બરોળ ગુલમ ગોળો.

એ પૈસાભાર ટંકણ, કુનવસો, સુંઠ પસા બે ભાર ખાંડી ઝીણી કરી ખાંડ સાથે વાસી પાણીએ ફાકી મારવી.

---

## પીશાબ છુટે.

સાબરસીંગ, બીલીની રાખ ટાંક પાંચ ફકાવવી તથા ઇંદ્રિયે કબુતરની હગાર, સીંધવ, મધ એનો લેપ કરવો.

---

## રકતપીત.

આંમળાનો રસ, લીંબુનો રસ ટાંક એક, એ બેઉ રસ દિન એકવીસ પાય તો સારૂં થાય.

---

## મબારકી.

૧ મધ, ૧ કુહનાનો રસ મેળવી પીધાથી જાય.

---

## પાણી લાગે તેનો ઉપાય.

કોપરૂં, મરી સમ ભાગે દિવસ ૩૦ ખાધાથી જાય.

---

## ખરજવું.

ચીનાઇ લીલી બંગડીનો ભુકો, કાથો, કુસફેદ, કણજીઆ તેલમાં ત્રણને ઉકાળી, મલમ કરી ચોપડવું.

---

## પુરૂષની ધાત ફાટેલી બંધ થાય.

ખજુર શેર ૦ા સોનેરી કેળું એક, સાકર નવટાંક, ગાયના દુધમાં બોળી કુચા કાઢી પીવા.

---

## સર્વ પ્રકારના પરમા પર.

કેશર, લવીંગ, જાયફળ, જાવંત્રી, ચીનીકબાલા, ત્રીગઠું, મરી, કંકોડી, કપુર, અફીણ, અક્કલગરો, હીંગળો, સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી પાનના રસમાં ચીણીબોર જેવી ગોળી બાંધી સવાર સાંજ એક ગોળી કરી ખાવી. ઉપર તેલ, ખટાશ તીખાશ કશું ખાવું નહીં.

---

## એડકી.

કુંવારનો રસ તથા સુંઠ પાવાથી મટે.

---

## દાઢ દુઃખ.

કરેડાને મોમાં રાખી પાણી છુટવા દેવું.

---

## ઓડો–ઊંદરી.

લીંબોડી ગાયના મુતર સાથે વાટી લેપ કરવો.

---

## આધાશીશી દુખે તે બંધ થાય.

નેપાળાની બીજ, સીંધવ, પાણીમાં ઘસી, દુઃખે તે પર લેપ કરવાથી આરામ થાય.

---

## રગપીત.

શાહોડીનો રસ મધ સાથે ટાંક એક સેવીએ તો રગપીત જાય.

---

## રકતપીત.

અરડુશાનો રસ, મધ, ખાંડ સાથે સેવીએ તો જાય.

---

### શુળ.

આદુાના રસને ઘી સાથે કાલવી ટાંક એક ચાટે મટે.

---

### શુળ.

એરંડાના મુળ, તથા સુંઠ ઉકાળી પીધાથી મટે.

---

### હેડકી.

મોરપીછ બાળી રાખ કરી, મધ પીપર સાથે ચાટે તો મટે.

---

### ઓકારીયા ઉલટી.

કુંવારનો રસ પાણી સાથે ટાંક એક પાયે મટે.

---

### દાંત સજડ કરવાનો ઉપાય.

લાલ દાંડીની ગરબેલ, બાવળ યા લીમડા પર થાય તેને લાવી દાતણ કરવું.

---

### મોડચી.

કેળાં બહુ ખાધાથી થાય તો એલચી ચાવી ખાવી.

---

### મોઢે ધાત જાય તે પર.

સાસાણીડીના ડીચાં લાવી ખાંડી, ફાકી મારવી.

---

### બાળતોડો.

સુંઠ, આમળુ, જુના વાંસની ગાંઠ, એ ત્રણુને ઘસી ગરમ કરી ચોપડવું.

---

## દુધ ઘણું પીવાય.

" ઓં શાંસંશારીરં, અમ્રત, માકર્ષય, સ્વાહા " એમ હજાર જપ કરી કમળના બી લઇ તેનો ભુકો કરી, બકરીના દુધમાં નાંખી ખાઈ જવું. પછી ગમે તેટલું દુધ પીયે તો ધરાય નહીં.

---

## અફીણના ઝેરનો ઉપાય.

સુવા, મીઠં, સુળાનાં બી તથા મધ એ ચારે જણસો બબે તોલા લઇ તેમાં પોણોશેર પાણી નાંખી ઊકાળવું. જ્યારે પાશેર પાણી રહે ત્યારે તેને ઉતારી લઇ ઠંડુ કરી તેને ચોળીને કપડાથી ગાળીને પીવું તેથી જો ઉલટી ન થાય તો મરઘીનું પીંછું ગળામાં ઘાલીને ઉલટી કરાવવી. એ દવા આપ્યા પછી તેના પગ ઘુંટણ સુધી ગરમ પાણીથી ઝારવા તથા ગરમ કપડું લપેટવું. પછી ચોખ, તથા હીંગ માસો ૧, લઇ વાટીને મધ અને પાણી સાથે ઉકાળી તેને ગાળીને પાવું તેથી ઉલટી થશે. ને અફીણનું ઝેર નરમ પડે છે.

---

## અરધું માથું દુખે તેનો ઉપાય.

સુંઠ, તથા કેસર માસા અઢી અઢી તથા ગાયનું ઘી ૧૫ા ઉપલી જણસોને ઝીણી કરીને ગાયના ઘીમાં મેળવીને સુંઘવાથી માથાનો રોગ નરમ પડે છે.

---

## આખું માથુ દુખે તેનો ઊપાય.

ખાણા, ગુલાબના ફુલ, વરીઆળી, એ હરેક ચીજ એક એક તોલો લેવી ને પાણી બશેર લેવું તેમાં ઉપલી જણસો નાખીને તેને ઉકાળવું. પાશેર પાણી રહે ત્યારે

ઊતારીને તેને ગાળી ઠંડુ કરી પીવું. કદાપિ તેથી નરમ ન પડે તો સુનામુંખી તોલા ૦ાા હીમજીહરડે તોલા ૦ાા, કાળી દરાખ તોલા ૧, તેમાં નાખી ઊકાળીને પીવું.

---

## આંખ ઝરતી હોય તેનો ઊપાય.

ગલોડીના વેલાના કંદનો રસ ટાંક ૫, મધ ટાંક ૫, અને સનધરવટી ટાંક ૧, એ સરવે એકઠું પાણીમાં ઘસીને આંખમાં અંજન કરવું. વળી ધોળું ખાપરીઊ લીંબુના રસમાં ઘસીને અંજન કરે તો તેથી પણ આંખ ઝરતી બંધ થશે.

---

## ધોળા વાળ કાળા કરવાનો ઊપાય.

જેઓને ધોળા વાળ ગમતા ન હોય તેમણે સમદર-ફળ ટાંક ૧, અને ગાયનું ઘી માસા ૬, એ દરરોજ ખાય ધોળા વાળ કાળ થાય.

---

## ઊજાગરાનો ઊપાય.

જે રાતે ઉજાગરો થયો હોય તો બીજે દહાડે સાકર તોલો ૧, લીંબુનો રસ તોલો ૧, તથા પાણી શેર ૦। મેળવી તેનો સરબત કરી લુગડે ગાળી પી જવાથી ઊજાગરાનું ઝેર મટી જાય છે. બીજું ગાયનું દુધ લઇ તેમાં સાકર તથા પાણી નાખીને પીવાથી પણ આરામ થાય છે.

---

## કમળાનો ઊપાય.

શીકોતરીઓ એળીઓ તોલા ૨, હીરાબોળ તોલો ૧, કેશર ૦। તોલો, વિલાયતી સાબુ તેલો ૧, એ સરવેને એકઠાં મેળવી પછી તેની ચટાણા જેવી ગોળીઓ કરવી. તેમાંથી સવાર તથા સાંજ બેથી ત્રણ માસા સુધી રોજ ખાવી તેથી આરામ થશે.

---

## કમ્મર દુખતી હોય તેનો ઉપાય.

આસન શેર ०।, દેવદાર શેર ०।, સુંઠ શેર ०।, એ બધાને દોઢ શેર ગોળમાં મેળવી તેની બે તોલાની ગોળી બનાવવી. સવારે ખાવી તેથી આરામ થશે.

---

## પેશાબ બંધ થઈ ગયો હોય તે છોડાવવાનો ઉપાય.

• ઉંદરની લીંડી તથા સુરોખાર એ બંને જણસો લઈ તેને ખાંડી કપડછાણ કરી તેનો દુંટી ઉપર લેપ કરવો તથા પેટ ઉપર ચોપડવો, અને તે ઉપર સુળાના પાતરાં બાંધવાં એટલે પેશાબ છુટશે ને આરામ થશે.

---

## બીજો ઉપાય.

ડુંગળીના બી, ગોખરૂ, કપાસ તથા કાકડીના બી એ બધી ચીજો તોલા ૨) બે લઇ ખોખરી કરી છ શેર પાણીમાં ઊકાળવું અને એક શેર પાણી રહે ત્યારે તેમાં સાકરની ચાસણી નાંખીને પાઇ દેવું જેથી કરીને એક કલાક પછી પેશાબ છુટશે.

---

## હરવડી પેશાબ થતો હોય તેનો ઉપાય.

ગુંદર શેર ०॥, સુવા શેર ૧, તથા મેંદો શેર ०॥, રાતી ખાંડ શેર ०॥, અને ચોખ્ખું ઘી એ સરવે જણસોને બારીક કરીને તેના લાડવા શેર ०। ના આશરેના વાળવા, અને હરરોજ સવારમાં નરણે કોઠે એક લાડુ ખાવો, તેથી આરામ થશે.

---

## બીજો ઉપાય.

હરરોજ સવારમાં ટાંક ૯) નવ કાળાતલ ખાધાથી પણ પેશાબ બંધ થઈ આરામ થશે.

---

## પીશાબમાં બળતરા થતી હોય તેનો ઉપાય.

એલચી, અરડુસો, પાષાણભેદ, સફેદ એરંડાની જડ, શીલાજીત, આમલસારો ગંધક, અને જવખાર એ બધી જણસો ટાંક ૧ ના વજને લેવી પછી તેને બારીક કરી કપડછાણ કરી દરરોજ ટાંક ૧ ની ફાકી લઇ ઉપરથી ઠંડુ પાણી પીવું.

---

## પેટમાં દુખે તેનો ઉપાય.

ચીનકબાલા, અકલકરો, સુંઠ, અને પીંપર એ સરવે સરખે વજને લઈ બારીક કરી દરરોજ સવારમાં તોલો ૦॥ ના આશરે લઈ તેમાં મધ મેળવી ચાટવું.

---

## બીજો ઉપાય.

વાંસકપુર, આલુબોખાર, બોરના ઠળીઆ, એલચી, સુંઠ, સમાક, સરબાખો, કેશર, કસ્તુરી, અને કપુર એ સરવે સરખે વજને લઇ તેને બારીક કરી તેમાં ત્રણ ભાગ ખાંડ નાંખવી, અને પછી દરરોજ સવારના હથેળી ભરીને ફાકવું એટલે આરામ થશે.

---

## હોઠ ફાટે તેનો ઉપાય.

૨ આંઉસ સફેદ મીણ, અને ૬ આંઉસ મીઠીબદામનું તેલ આ બંનેને તાવી ગરમ હોય તેટલાંજ તેમાં ગુલાબના અત્તરની ચમચી ભરીને નાંખવી પછી તેને હોઠે લગાડવાથી ઘણોજ ફાયદો થાય છે.

---

## જળ પ્રમેહના ઉપાય.

ધાવડીની છાલ, કદમની છાલ, રક્તચંદન, સાલરીવની છાલ એનો ઉકાળો કરી પીએ તો એ રોગ જાય.

---

## રક્ત પ્રમેહના ઉપાય.

વાશી પાણીમાં દ્રાખનો સરબત કરવો પછી તેમાં જેઠીમધ ધોળી સુખડ નાખી પીએ તો જાય.

## ક્ષાર પ્રમેહના ઊપાય,

સુંદર સ્ત્રીની સાથે રતી રમે તો જાય. અથવા ધાવડીના ઝાડની છાલ, કાહુવ્રક્ષની છાલ, અરડુસાની છાલ, ક્રીસારો, કેળના ભિતરની ધોળી છાલ, કમળનું મુળ, દ્રાખ, એ સરવેનો ઉકાળો કરી પીએ તો જાય.

## તક્ર પ્રમેહના ઊપાય.

લોદર, કાહુની છાલ, વીરંગવાળા, લીંમડાના પાન, આંબળાં, રક્તચંદન, તેનો ઉકાળો કરી ગોળ નાખી પીએ તો છાશીયો અને પીડીકા એ બે જાતના પ્રમેહ જાય.

## શુક્ર પ્રમેહના ઊપાય.

દ્રો સુરવા, ડાભનુ મુળ, કાસનું મુળ, દાંતી મજીઠ, સાલરીની છાલ, એનો ઉકાળો કરી પીયે તો શુક્ર અને રૂધીર બંને પ્રમેહ જાય.

## ધૃત પ્રમેહના ઊપાય.

ત્રીફળાં, ગરમાળાનો ગોળ, ગરમાળાનું મુળ, મુરવા સરગુવાના પાન, લીમડાનાં પાન, કેળના માંહેલું સહીત છોડુ, કાળી દ્રાખ એનો ઉકાળો કરી પાય તો જાય.

## ઇક્ષુ પ્રમેહના ઉપાય.

કોષ્ટ, પીતપાપડો, કડુ, સાકર તેનો ઉકાળો આપે તો ઇક્ષુ પ્રમેહ જાય. અથવા અરણીનં ધમાશો, અરલુ, ખાખરાનુ મુળ એનો

## પિતના પ્રમેહના ઊપાય.

કમળનું મુળ, કાહુની છાલ, અંદરજવ, ધાવડીની છાલ, આંગલીની છાલ, આંબળાં, બીબાળીયો એમાં સાકર નાખી ઘુંટીને પિએ તો પીતના પ્રમેહ સરવે જાય.

## કફના પ્રમેહના ઉપાય.

વાવડીંગ, રાળ કહુવ્રક્ષની છાલ, કાયફળ, કદમની છાલ, લોદર, વિજયક્ષાર તેનો ઉકાળો કરી પિયેતો કફના પ્રમેહ જાય.

## સંપૂર્ણ પ્રમેહ માત્રના ઉપાય.

મોથ્ય, ત્રીફળાં, હળદર, દેવદાર, મુરવા, ઇંદ્રજવ એ સંભાગે લઇ ઉકાળો કરી પાય તો વીસ જાતના સરવે પ્રમેહને અને મુત્રગ્રહને હણે છે.

## બીજો ઊપાય.

કલાર, હરડેદળ, કાહુની છાલ એ સરવેનું ચુરણ કરી સાકર ટાંક ૫ મેળવીને ચુરણ ટાંક ૫ મધની સાથે ખાય.

## સોજાના ઉપાય.

સુંઠ, સાઠીનું મુળ, એરંડાની છાલ, પીંપર, પીંપળીમુળ, ચવક, ચીત્રક એનો ઉકાળો કરી પીયે તો વાયુનો સોજો જાય.

## બીજો ઉપાય.

પટોળ, ત્રિફળાં લીંમડાની છાલ, દારૂ, હળદર એના ઉકાળામાં ગુગળ નાંખી પિએ તો પિતનો સોજો તથા તાવ, તરસ એને પણ એ ઓસડનો ઉકાળો દુર કરે છે.

**ભાગ ત્રીજો સમાપ્ત.**

# ભાગ ૪ થો—યંત્રવિધા.

### રોગ નીવારણુ યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૧૦ | ૮ | ૨ |
| ૩ | ૭ | ૧૩ | ૧૪ |
| ૧ | ૧૬ | ૧૦ | ૧ |
| ૬ | ૪ | ૫ | ૧૧ |

આ મંત્રને સફેદ કાગળ પર લખી ગળે બાંધવાથી રોગોનો નાશ થાય છે.

### સીધી પ્રયોગ યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૨૦ | ૭ | ૮ |
| ૧૭ | ૩ | ૭ | ૧૬ |
| ૧૮ | ૧૪ | ૧૯ | ૧ |
| ૬૫ | ૬ | ૪ | ૧૮ |

જંગલના વાંસની લેખણુ કરી સવા લાખ વખત આ મંત્ર લખે તો સરવે કામ સીદ્ધ થાય.

### રાજસભામાં માન પામવાનો જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૪૦ | ૫૦ | ૨ | ૭ |
| ૬ | [illegible] | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૪૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૪૫ | ૪૭ |

આ મંત્રને કસ્તુરી અને કપુરના રસમાં લખી પાસે રાખે તો રાજસભામાં સારૂં માન પામે.

### શીતળા મટાડવાનો મંત્ર.

| | | | |
|---|---|---|---|
| શ્રી | શ્રી. | શ્રી | શ્રી. |
| શ્રી. | શ્રી. | શ્રી | શ્રી. |
| શ્રી | શ્રી. | શ્રી. | ૦૦ |
| ૦૦ | ૦૦ | ૦૦ | ૦૦ |

આ મંત્ર વડના પાંદડા પર લખી જે બાળકને શીતળા થયાં હોય તેના ગળે બાંધવાથી શીતળાના રોગવાળાં બાળકને શાંતિ થાય છે.

### ગર્ભનું દુઃખટાળક જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૭ | ૨૮ | ૩૫ |
| ૩૨ | ૩૧ | ૫ | ૩ |
| ૧ | ૧ | ૩૪ | ૨૮ |
| ૩૩ | ૩૩ | ૪ | ૬ |

આ મંત્રને કાંસાની થાળીમાં લખીને મંત્રને ધુપ દેવો પછી તેમાં થોડું પાણી રેડી ગર્ભવંતી સ્ત્રીને પાવું જેથી તેને ગર્ભમાં પીડા થતી નથી.

### આધાશીશીનો મંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૭૧ | ૪૬ | ૩૫ | ૩[illegible] |
| ૭ | ૮ | ૪ | ૩ |
| ૩ | ૮ | ૨ | ૧ |
| ૯ | ૭ | ૨૦ | ૧ |

જેનું અડધું માથું ચઢતું હોય તેને રવીવારને દીવસે આ મંત્ર કેળના પાંદડાંપર લખી બાંધે તો દરદ દુર થાય.

**અન્ન નાશક જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૯૦ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૭ | ૮૬ |
| ૮૯ | ૮૪ | ૮ | ૧ |
| ૮ | ૫ | ૮૫ | ૮૮ |

આ મંત્રને લખી અનાજની કોઠીમાં નાંખ્યો હોય તો અનાજ બગડી જાય.

**ધાનવર્ધક જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | ૨ | ૨૦ |
| ૮૪ | ૨૩ | ૭ | ૩ |
| ૯ | ૧ | ૨૬ | ૮૧ |
| ૨૨ | ૨૫ | ૪ | ૬ |

આ મંત્ર ભોજપત્ર ઉપર લખી ખેતરમાં મુક્યો હોય તો અનાજ વધારે પાકે

**દહાડાની રાત દેખાડવાનો જંત્ર**

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૫૨ | ૧૭ | ૨ |
| ૩ | ૬ | ૫૩ | ૫૫ |
| ૫૩ | ૫ | ૧ | ૮ |
| ૫ | ૮૪ | ૫૭ | ૫૫ |

ઘરના પાછળ પીંપળાના પત્તા ઉપર લખે તો દહાડાની રાત દેખાડે.

**દૃષ્ટીબંધન જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૮૧ | ૭૨ | ૪ |
| ૯ | ૮૨ | ૮૮ | ૧૧ |
| ૪૯ | ૩૭ | ૨૫ | ૫૦ |
| ૯ | ૨૭ | ૪૫ | ૧ |

આ મંત્ર તાંબાના પત્રા પર લખી બાળકની કોટે બાંધે તો નજર ન લાગે.

**અકાળમૃત્યુ ન થાય તેનો જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ~ | ≈ | ≋ | ।। |
| ।। | ≈ | ।। | ~ |
| ≋ | ।।। | ≈ | ~ |
| ≋ | । | ।।। | ≋ |

આ મંત્ર લખી પાઘડીમાં રાખે તો અકાળ મૃત્યુનો ભય ન રહે.

**ભઠ્ઠીબંધન જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૯ | ૭ | ૪ | ૧ |
| ૬ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૫ | ૨ | ૮ |
| ૬ | ૪ | ૭ | ૮ |

પીંપળાના પાનપર લખીને ભઠીમાં નાંખે તો ધાતુ ગળે નહિ.

**સીદ્ધી પ્રયોગ જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧ | ૭ | ૨ |
| ૩ | ૬ | ૩ | ૨ |
| ૮ | ૪ | ૧ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ |

સીસાની કલમવતી પીંપળાની નીચે લખે તો મનધાર્યું કાર્ય થાય.

**આંબાની વૃદ્ધી જન્ત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૮૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૨ | ૮૧ |
| ૮૪ | ૮૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૦ | ૯૧ |

કેરીના રસવતી લખીને આંબે બાંધે તો ફળ વધારે થાય

**ચક્રવતી જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |

કુંભારનો ચાક ફેરવવાની લાકડી વતી આ મંત્ર લખે તો ચક્રવર્તી વશ થાય.

**ગઇ વસ્તુ મેળવવાનો જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| હ્રે | હ્રં. | હ્રં. | હ્રં. |
| ઇં | ઇં | ઈં | ઇં |
| જં | જં. | જં. | જં |
| હાં. | દી. | દી. | દી |

કનારની છાયામાં બેસી બકરીના દુધમાં કલમવતી લખે તો ગઇ ચીજ પાછી મળે.

**ભયહરણુ જંત્ર**

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ૮૪ | ૨ | ૮ |
| ૮૪ | ૭૪ | ૯૧ | ૮૩ |
| ૮૪ | ૭૪ | ૯ | ૧ |
| | ૬ | ૭૧ | ૮૫ |

માટીની ઠીકરી પર લખી આ મંત્ર કોટે બાંધે તો ભય દુર થાય.

**વા વિદારણુ જંત્ર.**

| | | | |
|---|---|---|---|
| ૯૫ | ૯૨ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૯ | ૮૮ |
| ૯૧ | ૯૬ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૮૭ | ૯૦ |

આ મંત્ર અર્દુશાના રસમાં લખીને હાથે બાંધે તો વા મટે.

# ભાગ ૯ મો.—સ્વપ્ન વિચાર.

## સ્વપ્ન ફળ સંબંધી ખુલાસો.

જે પુરૂષે જીતેંદ્રી, પંચ ઇંદ્રો જેણે વશ કર્યાં હોય તેવા પુરૂષોને સ્વપ્ન ફળે છે.

રાત્રીના પેહેલા પોહરનું સ્વપ્ન એક વરસે ફળ આપે.

રાત્રીના બીજા પોહોરનું સ્વપ્ન છ માસે ફળ આપે.

રાત્રીના ત્રીજા પહોરનું સ્વપ્ન ત્રણ માસે ફળ આપે.

રાત્રીના ચોથા પોહોરનું સ્વપ્ન એક માસે ફળ આપે.

સવારે ઘડીરાત પહેલાંનું દસ દિવસે ફળે.

સુર્ય ઉગતી વખતે આવે તે તત્કાળ ફળે.

માઠું સ્વપ્ન લાગે તો પછી સુઇ રહેવું, અને કોઇને કહેવું નહીં. સારૂં સ્વપ્ન ગુરૂ પાસે કહેવું અથવા ગૌઉ માતાના કાનમાં કહેવું. સારૂં સ્વપ્ન દેખી સુવે તો ફળ ન પામે. કોઇ સ્વપ્નું મુરખને ન કહેવું.

## સ્વપ્નનાં સારાં માઠાં ફળ.

૧ સિંહ રથ, ઘોડા રથ, બળદ રથ, તેમાં બેઠાં એવું દેખે તે રાજા થાય.

૨ ઘોડા, વાહન, વસ્ત્ર, ઘર કોઇ લઇ જાય છે એવું દેખે તો રાજ્ય ભય, શોક, બંધ, વિરોધ, અર્થ, હાણી વિગેરે થાય.

૩ સુર્ય, ચંદ્ર, ગળ્યું પીધું દેખે તો પૃથ્વીનો ધણી થાય.

૪ સફેદ હાથીપર બેઠો, નદી કાંઠે શાલનું કરૂંખું દેખે તો સમસ્ત દેશપતિ થાય.

૫ પોતાની સ્ત્રીનું હરણ થયું દેખે તો ધનનો નાશ થાય.

૬ ધોળા સરપે જમણી ભુજાએ ડંખ દીધો દેખે તો એક રાત્રીમાં સહસ્ત્ર સોનઇયા પામે.

૭ માણુસનું મસ્તક, ચરણ, ભુજ, ખાઉછું દેખે તો રાજ્ય પામે.

૮ કાળી ગાય, ઘોડો, હાથી, પ્રતિમા દેખે તો સારૂં થાય તે સીવાયની કાળી ચીજ માઠી સમજવી.

૯ માઠું સ્વપ્ન દેખી દેવની પુજા દેખે તો સારી વસ્તુ પામે.

૧૦ ધરો, અક્ષત, ચંદન—મંગળિક થાય.

૧૧ રાજા, હાથી, ઘોડો, સુવર્ણ, બળદ, ગાય–કુટુંબ વૃદ્ધિ થાય.

૧૨ રથે બેઠો જાય–રાજા થાય.

૧૩ તાંબુળ, દહીં, વસ્ત્ર, ચંદન, જાય, બકુલ, કુંદ, મચકુંદ, ફુલ, વૃક્ષ—લક્ષ્મી પામે.

૧૪ દીપ, પાના, ફળ, પદમ, કન્યા, છત્ર, ધ્વજા, હારાદિક આભરણ-લક્ષ્મી મળે.

૧૫ હરણ, પ્રહરણ, ભુષણ, મણી, મોતી, કનક, રૂપું, કાંસાનું વાસણ વગેરે લઇ જતું દેખે તો ધનની હાની થાય.

૧૬ બારણા, બાગોળ, હીંડોળા, પાવડી, ઘર ભાગ્યાં દેખે તેની સ્ત્રી મરણ પામે.

૧૭ પગરખાં છત્ર લાધ્યાં દેખે અથવા તીક્ષ્ણ તરવાર દેખે તો પરદેશ જવાનું થાય.

૧૮ જે વહાણમાં ચડયો તે ભાગ્યું ને પોતે તરી નિકળ્યો તો પરદેશે જાય ત્યાં લક્ષ્મી પામે.

૧૯ આંજવાથી નેત્ર રોગ રોમ છેદ દેખે ધનનો નાશ થાય.

૨૦ ભેંસ, ઉંટ ઉપર ચઢી દક્ષિણ દિશાએ જાય–તે નક્કી મરણ પામે.

૨૧ કમળાકર રત્નાકર જતી પુરણ નદી દેખે તો ઘણું દ્રવ્ય પામે.

૨૨ કવાથ પીઉંધું—અતીસારનો રોગ થાય ને મરે.

૨૩ જાત્રાએ જાય પુજા કરે–ધળ વૃદ્ધિ થાય.

૨૪ દહ સરોવરે કમળ ઉગ્યો દેખે–કોડ રોગે મરણ પામે.

૨૫ હાથી, ઘોડો, ગાદલું, સિંહાસન, ઘરનાં વસ્ત્ર એટલું ગયેલું દેખે તો રાજાનો ભય થાય.

૨૬ હથિઆર, આભરણ, મણી, મોતી, સોનું અને રૂપું એટલાં વાનાનો નાશ દેખે તો તેનું ધન જાય અને માન પણ જાય.

૨૭ પોતાની સ્ત્રી કોઇ લઇ જાય છે–સંપદાનો નાશ થાય.

૨૮ પોતાની સ્ત્રીને કોઇ દુઃખ દે છે–ક્લેશ ઉત્પન્ન થાય.

૨૯ ગોત્ર માંહેની સ્ત્રી કોઇ લઇ જતી દેખે તો તેના ભાઇ પ્રમુખ બંદીખાને પડે.

૩૦ પોતાનો ઢોલીયો, પલંગ, ખાટલો, ધોળું વસ્ત્ર દેખે તો પીડા ઉપજે.

૩૧ માણસના પગનું માંસ ખાઉં છું—રાજા થાય.

૩૨ પદમ સરોવર, સમુદ્ર, નદી ઉતારતો દેખે ઘણું દ્રવ્ય પામે.

૩૩ ઉનું પાણી, ગાયનું છાણ ગોળમાં ભેળવેલું પીધું—અતિસારના રોગથી મરે.

૩૪ દેવમુરતીની પુજા કરૂં છું—સરવે પ્રકારે વૃદ્ધિ થાય.

૩૫ દ્રવ્ય ઉપર કમળ ઉગ્યું દેખે તો તેનું શરીર કોડ રોગે વિનાશ પામે.

# भाग ६ ठो.

## સામુદ્રીકના લક્ષણો.

૧ જેના નખ, પગ, હાથ, જીભ, હોઠ, તાળવું અને આંખોના ખુણા રાતા હોય તે પુરૂષ ભાગ્યવાન જાણવો અને તે સમાંગ લક્ષ્મી ભોગવે.

૨ જેની કાખ, છાતી, કોટ, ( ગળાની હડપચી ) તથા ગળાનો હડીઓ, નાક, નખ ને મુંછ એ છ ઘણાં ઉંચા હોય તે પુરૂષ સરવ પ્રકારે ઉન્નતિ પામે.

૩ જે દાંત, ચામડી, કેશ, આંગળીનાં પરવ એટલી રેખાઓ અને નિચે પાંચ જેનાં પાતળા સુક્ષ્મ હોય તે ધનવાન થાય.

૪ તેમ સાત અંતર નાક, ગળાનો ચણીઓ અને ભુજાઓ એ પાંચ જેનાં લાબા હોય તે શખસનું આયુષ્ય લાંબુ સમજવું, તે ધનવાન થાય ને પરાક્રમી નિપજે.

૫ લલાટ, પેટ અને મુખ એ ત્રણ જેનાં મોટાં હોય તે રાજા થાય.

૬ ગ્રીવા, જંઘા અને પુરૂષ ચિન્હ ટુંકા હોય તે રાજા થાય.

૭ બોલવાનો સ્વર, ડુંટી સત્વ ત્રણ ગંભીર હોય તે પૃથ્વીપતિ થાય.

૮ આંખ સફેદ, કાબરચીત્રી લાલ-તે સખ્ત મીજાજનો બેશરમ, લુચ્ચો અને ઓછી અકલનો સમજવો.

૯ નાની દાઢી, તેજ આંખ, ખોલી પેશાની, માથામાં પુષ્કળ વાળ—તેનાથી દુર રહેવું તે ઝેરી સાપ જેવો સમજવો.

૧૦ લાલ શરાબી રંગના સખત—બહાદુરી દમાગની ગંણુ રસ્તી નરમલાલ, નાતવાની ધાસ્તી, બીકણુ, બણુ, ઇલરાજ માણુસ સમજવો, કાન ને ખાંધ ઉપર વાળ હોય તેઓ હિંમતવાન પણુ બેવકુફ, પેટને છાતી ઉપર ઘણા બાળ હોય, રોગી થવાની નીશાની જુલમગારીના કામો કરવાવાળો થાય. પીળા વાળ ચોરી ગુસ્સો બેવકુફ તથા કાળા ભમર વાળ અક્કલ ને વિચારવંત થાય કાળા ને રાતા રંગના વિચાર સમતોલ જાણુનાર થાય.

૧૧ કપાળ મોટું, ભવાં આગળ કરચલી નહીં હોય, ટંટા બખેડા કરવાવાળો થાય. નાની પેશાની કમીના પણુ સાધારણુ પેશાની અને ભવાં આગળ કરચલી હોય સાચો હુશિઆર સમજવો.

૧૨ મોટા કાન મુરખાઇવાળો, મરદીનો ભંડાર, તુંડ મીજાજનો હોય, નાના કાન મુરખ ચોર સાધારણુ સમધારણુ વિચારનો જાણુવો.

૧૩ ભવાં મોટા કાળા બોલવામાં ઘણી સખ્ત ભાષા વાપરે, કાનની વચ્ચેનો ભાગ સુધીમાં લંબગોળ ખેંચાયેલા હોય તો તે ખોટી ડીંગ મારનાર ને મગરૂર હોય હોય.

૧૪ આંખ લીલા રંગની ઘણોજ ખરાબ ને તેજસ્વી અદેખો ડરેલી, આંખ્યો, નાદાનીયત, શીતાળી, હરકત કરનારો નઠારો, રાતી આંખ, બહાદુર, હુશિઆર, આંખની કીકીની આસપાસ પીળો રંગ યા તેવા પીળા રંગની આંખો તોફાની, ફીસાદગોર, આંખ લાંબી, પોળી, નાની, મોટી, રંગ રૂપમાં સમધારણુ અકલમંદ હુશિઆર ને પાક દાનત પાર બતાવે છે.

૧૫ નાક નાનું નરમ સ્વભાવનો, વાંકુ બહાદુર, પોહોળું—દોસ્તદારી, વેપારમાં મશહુર થાય, મોટા નસકોરા વાળો, કરજ કરનારો ને લુચ્ચો હોય, ડાંડી આંખ સુધી પોળી હોય, જુઠાનો પીર સમધારણુ અકલવાળો હુશિઆર.

૧૬ મોઢું મોટું અક્કલવંત ને બહાદુર થાય.

૧૭ હોઠ પીળા—બેવકુફ ને ખરાબ, લાલ હોઠ—ડાહ્યો ને સાચો હોય.

૧૮ દાંત વાંકા ને સીધી હાર વગરના મકરબાજને બુરી વાતનો ફીતુરી સીધી સરખી હારમાં પ્રમાણીક ઇનસાફી.

૧૯ ગાલ ફુલેલ ને માંસના ભરેલા—બદ ખાસીયતનો, જાહેર ખરાબ, પીળા ગાલ-ખરાબ ખસલતનો છે. સાધારણ રીતસર સારો.

૨૦ અવાજ મોટો બહાદુરનો નાનો બદગુમાની વહેમી સાધારણ સારો ફાયદો કરનાર, ગુંગણો મુરખ હેવાન, આસ્તે બોલે તે લાયકાતી બતાવે છે. વાતો કરતાં હાથના ચાળા બતાવનાર શાણો હુશિયાર.

૨૧ ગરદન ટુંકી મકરબાદ, ફીસાદીખોર હરામનું ખાઉં, બીજાનું બુરૂં હમેશાં ઇચ્છનારો અને બીજાનું સારૂં થયે નાખુશ ને દગલબાજ અને લાંબી પતળી સાચો ને પરમેશ્વરનો માણસ.

૨૨ છાતી ને પેટ, મોહું પેટ, સાદ ખરાબ ને ખોટો સમજવો સાધારણ છાતી અને પેટ અક્કલવાળો અને શાણો.

૨૩ ખાંધ ને પીઠ પોળી જોરાવર પણ અક્કલ થોડી, નાજુક, ખાંધવાળો, અધરમી ને ખરાબ સમજવો.

૨૪ હાથ ને આંગળા લાંબા, શાણો, હીકમતી.

૨૫ પગનો નળો જાડો નાદાનીની નીશાની તથા તુંડાઇખોર સાધારણ બુદ્ધિવાન સમજવો.

સમાપ્ત.